# ૪. સારે જહાં સે અચ્છા હિન્દોસ્તાં હમારા

સારે જહાં સે અચ્છા હિન્દુસ્તાં હમારા,
હમ બુલબુલેં હંય ઉસ્કી વોહ ગુલ્સ્તિાં[1] હમારા. ૨
ગુરબત[2]મેં હો અગર હમ રહેતા હય દિલ વતનમેં,
સમઝો વહીં હમેભી દિલ હો જહાં હમારા. ૩
પરબત વોહ સબસે ઉંચા હમસાયહ[3] આસમાંકા,
વોહ સન્તરી હમારા વોહ પાસબાં હમારા. ૪
અય આબે રૂદે[4] ગંગા ! વોહ દિન હંય યાદ તુજકો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા. ૫
મઝહબ[5] નહિ સિખાતા આપસમેં બેર રખના,
હિન્દી હંય હમ વતન હય હિન્દુસ્તાં હમારા. ૬
યુનાનો મિસરો રૂમા[6] સબ મિટ ગંએ જહાંસે,
અબતક મગર હય બાકી નામો નિશાં હમારા. ૭
કુછ બાત હય કે હસ્તી મિટતી નહિ હમારી,
સદયોં[7] રહા હય દુશ્મન દવરે ઝમાં[8] હમારા. ૮
ઇકબાલ ! કોઈ મહેરમ[9] અપના નહિ જહાંમેં,
માલુમ ક્યા કિસીકો દર્દે નેહાં[10] હમારા. ૯

—ઇકબાલ

---

૧ બાગ ૨ પરદેશ ૩ પાડોસી ૪ ઈર્ષા ૫ નદી ૬ ધર્મ
૭ રોમ ૮ સદીઓ ૯ કાળચક્ર ૧૦ દયા ખાનાર ૧૧ છૂપું.

## ૫. ખાકે હિન્દ

[ ૧ ]

અય ખાકે–હિંદ તેરી અજમત[1] મે કયા[2] ગુમાં હૈ,
દરિયાયે ફૈજ[3] કુદરત તેરે લિયે રવાં[4] હૈ,
તેરે જબીંસે[5] નૂરે હુસ્ને અજલ અયાં[6] હૈ,
અલ્લાહ રે જેબો જીનત[7] ઔર્જે[8] ઇજ્જો શાં હૈ,
હર સુબહ હૈ યહ ખિદમત ખુરશીદ પુરજયાકી,[9]
કિરનોસે ગૂંધતા[10] હૈ ચોટી[11] હિમાલયાકી.

[ ૨ ]

ઇસ ખાક[12] દિલનશીંસે[13] ચશ્મે હુવે વહ જારી,
ચીનો અરબમેં હોતીથી જીન્સે આબશારી,[14]
સારે જહાંમે જબથા વહશતકા[15] અબ્ર[16] તારી,[17]
ચશ્મો ચરાગ આલમકી સરજમી હમારી,
શમએ અદબ[18] નથી જબ યૂનાંકી અંજુમનમેં,
તાબાં[19] થા મહર[20] બીનશ[21] ઇસિ વાદિયે[22]
કુહનમેં.[23]

---

૧ મહત્તા ૨ રાક ૩ મહેરબાની ૪ જારી ૫ લલાટ ૬ દેખીતું ૭ શોભા ૮ દબદબો ૯ પ્રકાશિત ૧૦ ગુંથતા ૧૧ શિખર ૧૨ જમીન ૧૩ રમણીય ૧૪ પાણીની રેલ ૧૫ જંગલીપણું ૧૬ મેઘ ૧૭ છવાએલો ૧૮ જ્ઞાનદીપ ૧૯ પ્રકાશિત ૨૦ સૂર્ય ૨૧ બુદ્ધિ ૨૨ ભૂમિ ૨૩ પૂરાતન

[ ૩ ]

ગાતમને આબરુ દી ઈસ માબદે[૨૪] કુહનકો,
સરમદને ઈસ જમી પર સદકે કિયા વતનકો,
અકબરને જામે- ઉલ્ફત[૨૫] બખશા ઈસ અંજુમનકો,
સીંચા લહૂસે અપને રાણાને ઈસ ચમનકો;
સબ સૂર બીર અપને ઈસ ખાકમેં નેહાં[૨૬] હૈ,
ટૂટે હુએ ખંડર હૈ યા ઉન્કી હડ્ડીયાં હૈ.

[ ૪ ]

દીવારો દરસે અબતક ઉનકા અસર અયાં[૬] હૈ,
અપની રગોંમેં અબતક ઉનકા લહુ રવાં હૈ,
અબતક અસરમેં ડૂબી નાકૂસકી[૨૭] ફોગાં[૨૮] હૈ,
ફિરદૌસ ગોશ અબ તક કૈફિયત અઝાં હૈ,
કાશ્મીર સે અયાં હૈ જન્નતકા રંગ અબ તક;
શૌકતસે બહ રહા હૈ દરિયાએ ગંગ અબતક.

[ ૫ ]

અગલી સી તાજગી હૈ ફૂલોમેં ઔર ફલોમેં,
કરતે હય વજદ અબતક તાઉસ જંગલો મેં;
અબતક વહી કડક હૈ બિજલી કે બાદલોમેં,
પસ્તીસી આ ગઈ હૈ પર દિલકે વલવલોમેં;
ગુલ શમઅ અંજુમન હૈ ગો અંજુમન વહી હૈ,
હુબ્બે વતન નહિ હૈ, ખાકે વતન વહી હૈ.

---

૨૪ પુણ્યતીર્થ ૨૫ પ્રેમનો પ્યાલો ૨૬ છુપાયેલા ૨૭ ઘંટ ૨૮ [illegible]

[ ૬ ]

બરસોં સે હો રહા હૈ બરહમ સમા[૨૯] હમારા,
દુનિયા સે મિટ રહા હૈ નામો નિશાં હમારા;
કુછ કમ નહીં અજલસે[૩૦] ખાબે-ગેરાં હમારા,
એક લાશ બેકફન હૈ હિન્દોસ્તાં હમારા;
ઇસ્કે ભરે ખજાને બરબાદ હો રહે હૈ,
જિલ્લત[૩૧] નસીબ વારીસ ગફલતમેં સો રહે હે.

[ ૭ ]

અય સૂર હુબ્બે કૌમી[૩૨] ઇસ ખ્વાબસે જગા દે,
ભૂલા હુઆ ફસાના[૩૩] કાનોકો ફિર સુના દે;
મુરદહ તબિઅતોંકી અફસુર્દગી[૩૪] મિટાદે,
ઉડતે હુએ શરારે[૩૫] ઇસ રાખસે દિખા દે.
હુબ્બે વતન સમાયે આંખોમેં નૂર હોકર,
સરમેં ખુમાર હો કર, દિલમેં સરૂર[૩૬] હોકર.

[ ૮ ]

શૈદાયે[૩૭] બોસ્તાંકો સરવો સમન[૩૮] મુબારક,
રંગીન તબિયતોંકો રંગે સુખન મુબારક;
બુલબુલકો ગુલ મુબારક, ગુલકો ચમન મુબારક,
હમ બેકસોંકો અપના પ્યારા વતન મુબારક;

---

૨૯ ઈજ્જત ૩૦ મોત. ૩૧ હલકા ૩૨ દેશપ્રેમી ૩૩ કથા
૩૪ ચીમળાટ ૩૫ ચીનગારી ૩૬ આનંદ ૩૭ ગાઢ પ્રેમી
૩૮ વખત

ગુંચે[39] હમારે દિલકે ઇસ બાગમેં ખિલેંગે,
ઇસ ખાકસે ઉઠે હૈ ઇસ ખાકમેં મિલેંગે.

[ ૯ ]

હય જૂયે[40] શીર[41] હમકો નૂરે સહર[42] વતનકા,
આંખોકી રોશની હૈ જલવા[43] ઇસ અંજુમનકા;
હૈ રશ્કે[44] મેહર જરો[45] ઇસ મંજિલે કુહનકા,
તુલતા હૈ બર્ગે ગુલસે કાંટા ભી ઇસ ચમનકા;
ગર્દો ગુબાર યાંકા ખિલઅત[46] હૈ અપને તનકો—
મર કર ભી ચાહતે હૈ ખાકે વતન કફનકો.

—ચકબસ્ત

---

## ૬. પ્યારા વતન હમારા

---

બુલ બુલ અગર હૈ હમ તો વહ હૈ ચમન હમારા,
તન હો કહીં, વહી પર રહતા હૈ મન હમારા.
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા
ઇસીકે હી અન્ન જલસે હમ સબ કે સબ પલે હ,
મિટ્ટિ હૈ ઇસકી જીસમેં યોં ફૂલે હૈ, ફલે હૈ. પ્યારા૦

---

૩૯ ફુલગુચ્છ ૪૦ શોધનાર ૪૧ દૂધ ૪૨ સવાર ૪૩ ઝગમગાટ
૪૪ ઈર્ષા ૪૫ તળેટી ૪૬ ઝભ્ભો.

લગતી હૈ બન કે સુર્મા આંખો મેં ખાક ઇસકી,
હમકો હૈ પાક કરતી તાસીર[1] પાક ઇસકી. પ્યારા૦

મિટ્ટીને ઇસકી ક્યા ક્યા જગમેં હૈ ગુલ ખીલાયે,
ચુન ચુન કે ફૂલ જીસસે લોગોં ને ઘર બનાયે. પ્યારા૦

થે રામ ભી યહી પર ઘનશ્યામ ભી યહી પર,
ઐસે મહાપુરુષ હૈ ગુજરે ભલા કહીં પર? પ્યારા૦

બત્તીસ કોટિ બચ્ચે હૈ ગોદ મેં ખિલાતા,
સબકો યહી ખિલાતા સબકો યહીં પીલાતા. પ્યારા૦

ઇસકી હી રોશની હૈ ચહેરે પૈ જો ચમક હૈ,
હૈ હડ્ડિયોં મેં બેધા[2] ઇસકાહી તો નમક હૈ. પ્યારા૦

ખાદિમ[3] ઇસીકે હૈ હમ મખદૂમ[4] હૈ યે અપના,
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.

---

૧ અસર, ૨ ધુંર-રસ, ૩ ગુલામ, ૪ માલિક.

# ગુજરાતી



## "જય જય ગરવી ગુજરાત"

---

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરુણુ પરભાત !
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત.
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત !
ઉત્તરમાં અંબામાત,
પૂર્વમાં કાક્ષીમાત,
છે દક્ષિણુ દિશમાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત !
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણુ સ્હોય,[1]

---

1 શોભે,

વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકાર—
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત !
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ;
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે[૨] માત,
શુભ શકુન દિસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત !

—કવિ નર્મદ.

---

## ૨. ગુણવંતી ગુજરાત.

---

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત; ( ધ્રુવ )
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીષ;[૧]
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત

---

૨ જલદી, ૧ માથું,

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી[2] અમોલ,[3]
રસફુલડાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ !
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ[4] અંતર એકજ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત !

સર[5] સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝુમી માત ! રમે અમ ઉર[6] !
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ મુસલમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જયકાર !
અમારી ગુણવંતી ગુજરાત !

—ખબરદાર.

---

૨ જેવી, ૩ અમૂલ્ય, ૪ હમેશાં, ૫ સરોવર, ૬ અંતર.

## ૩. એક ઐતિહાસિક કાવ્ય.

ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ:
કૃષ્ણ[1]ચન્દ્રની કૌમુદી[2] ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હે

આર્યનું સાગરતીર્થ પુરાણુ,[3]
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણુ;
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના[4] સારથીનાં જ્ય્હાં રાજ્ય:
ગ્રીસરોમથી ય જૂનાં,
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા:
યુગયુગ ધ્યાનવિલીન[5]
ઉભીને કાલસિન્ધુને[6] તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર.[7] ધન્ય હો !

સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ,[8]
નદી ને તળાવ કેરી કુંજ;

---

૧ અંધારીઆના-પાછલી રાતના, ૨ ચાંદની, ૩ સૂર્ય ૪ અર્જુન, ૫ ધ્યાન મસ્ત, ૬ કાલરૂપી દરીયો, ૭ ધીરી ધીરી ૮ ઢગ,

કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યહાં દે મોતીના થાળ;
જગજૂનાં નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર[9] ઉછળો ઘૂઘવે ગરવો
વનમાં જ્યહાં વનરાજ.

ગિરિગિરિ શિખરશિખર સોહન્ત[10]
મન્દિરે ધ્વજ ને સન્તમહન્ત.

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણુ ભરી વ્હેતી તેમ નિકાસ,
મોહી આંગણુ ઉતર્યો જ યૂરોપ,
વીણુવા વાડીના[11] ફૂલરોપ;
વીણી ન વીણુશે પુણ્યપાંગરી[12]
અમ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઈ નગરી જૂવો !
શું પાથર્યો કિનખાબ:
નિત્ય નવફૂલે ખીલે અભિરામ[13]
લક્ષ્મીમ્હોર્યે લક્ષ્મીના ધામ. ધન્ય હો !

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ[14] સેર;

---

૯, સિંહની યાળ, ૧૦ સોહે–શોભે, ૧૧ હિંદરૂપી વાડીના, ૧૨ પુણ્ય પ્રકાશતી, ૧૩ બાગ, ૧૪ સોનેરી

છેલ્લે આચ્છાદી[૧૫] ઉરભાવ,
લલિત લજ્જાનો વદન[૧૬] જમાવ
અંગ આખે યે નિજ અલબેલ
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;

રાણુકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ !

આર્યસુન્દરી ! નથી અવનીમાં
તુજ રૂપગુણુની જોડ;

ભાલ કુંકુમ, કર કંકણુસાર,
કન્થનાં સજ્યાં તેજશણુગાર. ધન્ય હો !

ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડિયા ગોળ;

ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ,

વૃદ્ધ ચાણુક્ય વર્ણ્યા પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,

એ પુરાતનના પડછાયા
આ અમ જીવનજન્ત્ર;

એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારા એક સુગન્ધ અમૂલ. ધન્ય હો !

---

૧૫ પાથરી, ૧૬ મ્હોંપર,

દેશ નિજ લજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસે અનુપ[17] ઉદાર;

ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલમિન પારસીઓને
અહિયાં તીરથદ્વાર;
પ્રભુ છે એક, ભૂમિ છે એક,–
પિતા છે એક, માત છે એક,–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !

નથી રમી[18] સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી યે પળાય;

એક ઇડરના વનકેસરીએ,
ભડવીર આપ્પારાય,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાય:
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીના ગીતાજીવન નિષ્કામ.[19] ધન્ય હો !

---

૧૭ અનુપમ, ૧૮ ખેલ્યા, ૧૯ કામ–ઇચ્છા રહિત,

સૂરતના રસિક રંગીલાં રાજ,
બુદ્ધિધન ભર્યો શ્રીનગર[20] સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન;
ખંડખંડ વિસ્તારતો હિન્દી
મહાસાગર મ્હારેલ,
તીરતીર જઇ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;[21]
મહાસાગરના પૃથ્વિવિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો !

વનેવન લીલો ઘટાસોહાગ,[22]
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યા જેને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;[23]
ભારતીએ કંઇ ફૂલફૂવારો
અંજલિમાં શું લીધ !
દિશદિશમાં ફૂલધાર ઉડાવી
દિલનાં પરિમળ[24] દીધ !
હિન્દમાતાની લાડિલી બાળ !
ગુર્જરી ! જય ! જય ! તવ ચિરકાળ ! ધન્ય હો !

—ન્હાનાલાલ.

---

૨૦ ગ્રસનગર, ૨૧ હાર, ૨૨ સોહામણી, ૨૩ દેવળ, ૨૪ બહેક.

## ૪. ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

---

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક, ફકીર, અમીરો ! આજે દિવસ ઉગ્યો રાળયાત;[1]
ધોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧

આજે લેશો શું તમ સાથે ?
શૌર્ય વસે હૃદયે કે હાથે ?—તે જ છતાં બૂંડી તરવાર !
ફેંકી દ્યો સહુ બુડાં શસ્ત્રો સજ્જે હૃદયનાં નવ હથિયાર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨

હોય વિલંબ હવે શો ઠાલો ?
ધપતા ધપતા આગળ ચાલો: અગ્ર[2] રહી ઝુમવું છે આજ;
ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૩

નથી રુધિર[3] રેલવવાં કોનાં;
નથી હૃદય ચીરી અરિઓનાં[4] નિજ હૃદયો કરવા પ્રભુભંગ;
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જન રક્ત ભરે ઉરગંગ;[5]
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૪

---

૧ રળિયાત થઈએ એવો—રળિયામણો, ૨ મોખરે, ૩ લોહી,
૪ દુશ્મન, ૫ હૃદયરૂપી ગંગામાં,

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે ક્યાં ?
આકાશે અંધાર વહે ક્યાં, જ્યાં દિનકરનો[૬] થાય પ્રકાશ ?
જ્ઞાનદીપ[૭] સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૫

મરદાની મુજ ગુર્જર વીરા !
કાર્યધુરંધર, શૂર અધીરા ! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ;
અંગ રુધિર ઉછળે નભ[૮] અડતાં; ભરો હરોને હર્ષ અમાપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૬

ભૂત[૯] બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂંક્યું, દુનિયા બધે નવી દેખાય !
નવ આવશે નવ હારશે ધસવા આજે પાદ[૧૦] અધીરા થાય;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૭

મુખી પડ્યા કે હડ્યા પછાડી ?
ધસો ધજા લ્યો હાથ ઉપાડી, ફરકાવ્યા જાઓ ધુનભેર :
ધર્મભાર શૂરો જ વહે એ—એક પડે ત્યાં ઉઠે તેર !
ઓ ગુજરાત ? ઓ ગુજરાત ? ૮

કોણ વિકટ પથ કહી ડરાવે ?–
પર્વત પરથી કૂદી હાવે[૧૧] સાગરને બાંધીશું, બાથ !
જંગલ તોડી મંગલ કરશું, બતાવશું બળવંતા હાથ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૯

---

૬ સૂરજ, ૭ જ્ઞાનરૂપી દીવો, ૮ આકાશ, ૯ ભૂતકાળ
૧૦ પગ, ૧૧ હવે,

આપણુ ગુણગરવા ગુજરાતી !
કૃષ્ણધરા અદ્‌ભુત મદમાતી, ભારતયુદ્ધ જિતે ભડવીર;
સાહસ, શૌર્ય, અડગ શ્રમથી જે થળથળમાં[12] ગાજે રણધીર;
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૦

આવો નવરસના રઢિયાળા !
ગિરિગહ્વરમાં ભરી ઉછાળ કેસરિયાશું[13] રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૧

તીર્થે તીર્થે શુચિતા[14] સ્થાપી :
ગરવી સાભ્રમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નૂર;
ગુણી ગોમતી, સરસ્વતી ને દમણગંગાનું જળ શૂર !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૨

છે અદ્‌ભુતતા એ કંઇ જૂદી !
પશ્ચિમ સાગરનાં જળ કૂદી ઉછળી ગગન કસે[15] જોમ;
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઉભી ઝીલે પડતું વ્યોમ !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૩

એવાં એ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મુસલમાનો, ખ્રિસ્તી, બૌધ કે જૈન ચહેલ ![16]
ભુજશું ભુજ[17] બીડીને આવો : એક જ પ્રેમ તણી છો વેલ !
એ ગુજરાત ! એ ગુજરાત ! ૧૪

---

૧૨ સ્થળ સ્થળમાં, ૧૩ સિંહ સાથે, ૧૪ પવિત્રતા, ૧૫ ની-કસોટી કાઢે ૧૬ ચાહે તે હો, ૧૭ હાથથી હાથ,

અહો અડગ બાંધવ ટેકીલા !
દ્વેષ વિષે બનવું નવ વ્હીલા,[૧૮] દ્વેષ કદી નવ આપે જીત
અંતરરિપુનો[૧૯] કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૫

દ્વેષે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષતણી જડ માયા પડી હૃદયમાં છે પથરાઇ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર[૨૦] વધે ધુંધવાઇ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૬

લોચનના પડદા[૨૧] દ્યો ખોલી !
ભૂત[૨૨] બધાં ખાતાં ઉર ફોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા ! થતું આપણે છે સ્વાધીન !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૭

રહેવું શુદ્ધ વચનમન કર્મે :
સાર એ જ દીઠો સહુ ધર્મે, તો કયમ થઇએ પતિત નિદાન ?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ : ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૮

એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પગ ઉઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જયકુંકુમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરેઠોર;[૨૩]
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૯

---

૧૮ ભીના, ૧૯ દેહ માંહ્યના શત્રુ, ૨૦ અજ્ઞાનરૂપી અંધકાર,
૨૧ આંખ્યો, ૨૨ કામ, ક્રોધ, લોભ, મોહરૂપી ભૂતો, ૨૩ ઠેરેઠેર

ઓ આ થાય બધે અજવાળાં !
ઉઘડયા પુણ્ય પ્રભાત રસાળાં ! ઉઘડયાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગાં ફૂંકાય ફરી આઃ કર્મવીર ! હડશો નવ લેશ[24] !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૦

સ્વપ્ન ફળે જુગજૂનાં સાંચે :
દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સગાઈ સ્વર્ગ તણી ભૂલેલી દઢ બંધાશે ફરી વિશેક !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૧

કુંકુમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગિનીઓ સર્વ !
પડખે અમ ઉભીને રાખો ગરવી ગુજરાતણનો ગર્વ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૨

જય જય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ જોખ,[25]
મરવું તો શૂરાને ગરવું:[26] કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૩

શ્વેત[27] ધજા ભારતમાં રોપો !
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સહુ શણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થાશે નવીન અનૂપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૪

—ખબરદાર.

---

૨૪ જરાય, ૨૫ જોખમ, ૨૬ ગરવભર્યું, ૨૭ અહિંસાની સફેદ

## ૫. "એ ભૂમિ અમારી"

એ ભૂમિ અમારી મૈયા અમારી,
કોણ અવર[1] કહેશે નિજની?—
ન દેઉં ઉચરવા—ટેક.

એ સ્વદેશ માટે, કો[2] રણયજ્ઞે
પ્રાણ આહુતિ દઉં સજની;
ન ચાહું ઉગરવા—એ ભૂમિ.

પરાધીન થઇ ટપલા રહેવા
ટાલ પડે શિર શરમ ભરી!
ભલું એથી મરવું—એ ભૂમિ.

ગુલામ કાફર કાયર પદવી
હિન્દુ કાળા નામે ઠરી!
ભલું એથી મરવું—એ ભૂમિ.

શકે ન કાંઇ કરી એ બાળક
મરદમૂછ મુખ હજુ ન ખીલી
હાયે શાં મ્હેણું—એ ભૂમિ.

વણછામાં[4] ઉછર્યો તે ફાલે
ફળે બળેથી[5] ઉકળી!
હાયે શા કહેણાં—એ ભૂમિ.

---

૧ બીજું, ૨ કયા, ૩ ખાવા, ૪ બ્રિટિશ છત્ર રૂપી છાંયા, ૫ પરાણે,

નથી રાંકડા, નથી બાયલા,
નથી રહેવા નિત્ય દાસ સૃજ્યા[1]
ક્યમ ગાજી ન કહીએ !—એ ભૂમ.

છઉં સ્વધર્મ રંગી, સ્વકર્મ સંગી[7]
સ્વદેશ જંગી[8] પ્રેમે ભિંજ્યા !
હરિ એકજ હઇએ—એ ભૂમ.

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

## ૬. "મારી ભરતભૂમિ"

---

મારી ભરત ભૂમિ !
રૂપાળી, રઢીઆળી, યશાળી,[1] સુશીલ પુનિત ![2]
તારા ચરણુ ચુમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય !

દુનિયામાં દેશ અનેકજ છે;
સૌ સામાં ટાંક વિશેજ[3] છે !—
પણુ તું તો અલૌકિક[4] એકજ છે !
મારી ભરત ભૂમિ—

---

૬ સરજાયા, ૭ આપકમી, ૮ દેશ માટે જંગ મચાવનાર.
૧ યશવાળી, ૨ ફરીફરી ૩ વિશેષતા, ૪ બેનમૂન,

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનુરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર[૫] ક્યાંરે
મારી ભરત ભૂમિ—

સ્થળ સ્થળ સોહે
નવરંગી રમણી મનડાં મોહે
જાણે વાડી વિશ્વંભરની[૬] હોએ—
મારી ભરત ભૂમિ—

સાથે વિશ્વંભર વાની તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,[૭]
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરત ભૂમિ—

સ્ત્રીઓ પણ અબળા જે ભાખી,
તેણે દેશભક્તિ સબળા[૮] દાખી;
ઇતિહાસજ છે એનો સાખી,—
મારી ભરત ભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહાશિળ[૯] નિર્મળ બુદ્ધિવાળાં;
અહા ! "દેવા કમાડે પડે ન તાળાં,"
મારી ભરત ભૂમિ.—

---

૫ સાકર રૂપી હીરા, ૬ પ્રભુ, ૭ સાધી, ૮ સબળ, ૯ બહુ શીળાં.

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મ ભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહીજ ઘુમી,
મારી ભરત ભૂમિ—

—સ્વ. નવલરામ.

---

## ૭. ભવ્ય ભરતભૂમિ

---

[ ૧ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી બ્રહ્મવેદિ અમ આએ,
વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, ભરદ્વાજ, ઉદ્દાલકાદિના
શુદ્ધ સનાતન બ્રહ્મતેજથી જે ઝળહળે સદાએ,
અમ ભવ્ય ભરતભૂમી આએ-
બ્રહ્મરસે ભીના ઋષિવરની બ્રહ્મવેદિ અમ આએ !

[ ૨ ]

અમ ભવ્ય ભરતભૂમી આએ—
વડું તપોવન અમ આએ,
બાદરાયણે વ્યાસ, જૈમિનિ, કણાદ, ગૌતમ, કપિલ, પાણિનિ,
પતંજલિ, વાત્સાયન, આદિની
પ્રૌઢ વાણી જ્યાં હજીએ ઉત્સુક કર્ણે નિત્ય પીવાયે,

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
ચઁસ્વી ધ્યાનલીન મુનિનું તપોવનજ અમ આએ!

[ ૩ ]

અમ ભવ્ય ભૂમિ આએ-
વડું પુણ્યભુવન અમ આએ.
બ્રહ્મવાદિની ગાર્ગી અરૂંધતી, મૈત્રેયી, સાવિત્રી સીતા સતી,
દમયંતી, દ્રૌપદી, તારામતી, કમલાવતી, દુર્ગાવતી, કુલવતી
સતીની શાશ્વત કીર્તિ ગાઇ જ્યાં કુલવધુ કૃતાર્થ થાયે,
અમ ભવ્ય ભરતભૂમિ આએ-
સરસ્વતીની લાડલી સખીનું પુણ્ય ભુવન અમ આએ!

[ ૪ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડું વીર ક્ષેત્ર અમ આએ,
ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ, કર્ણ અભિમન્યુ અર્જુન
મૌર્ય શકારિ, સિદ્ધરાજ ને હઠ હમીર ચહુઆણ તાજ તે
પૃથુ જયમલ્લ પ્રતાપ આદિને
નામે અમર ઉછળે ઉર જ્યાં આર્યતણાં ઉત્સાહે,
અમ ભવ્ય ભરતભૂમી આએ
સત્કીર્તિ રાસક વીરવર્યનું વીર ક્ષેત્ર અમ આએ!

[ ૫ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી કાવ્યકુંજ અમ આએ,

રામાયણ ભારતનાં ઋષિ કવિ; કાળિદાસ, ભવભૂતિ, ભારવિ,
દંડી, બાણુ, જયદેવ, હાલ કવિ પ્રવરસેન, સુરચંદ, ચંદ રવિ,
તુલસી, પ્રેમાનંદ પુરા કવિ, ભારતેંદુ બંકિમ ત્રીપાઠી વળી
નવીન પ્રસાદી રસામૃતની જહિં અખૂટ અવનવી પાગે
અમ ભવ્ય ભરતભૂમિ આએ-
અમર કવીશ્વરની કોડામણિ કાવ્યકુંજ અમ આએ !

[ ૬ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ-
વડી આર્ય માત અમ આએ !
ચરણ પખાળે જલધિ પ્રીતથી, ષડ્ઋતુ પૂજે પુષ્પ પત્રથી,
ભાનુ કરે ત્રણ કાળ આરતી, વાયુ વાયે ત્રિવિધ સદા ગતિ,
નિર્મળ નદીઓ લલિત લાસ્યથી મૃદુ મર્મર કલરવ-વિલાસથી
સુજશ દીસે દશ દિશ પ્રકાશતી,
પ્રેમતણો ઉપહાર અર્પી વળી જય જય જય જન ગાયે-
જય જય જય જય જન ગાયે,
અમ ભવ્ય ભરતભૂમી આએ-
ભૂમંડળ મંડન જનનંદન ધન્ય માત અમ આએ !

—કેશવલાલ ધ્રુવ.

---

## ૮. માડીની ઝુંપડી

દુઃખીયાંનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણ વગડાનો છાંયોરે આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી,[1] નિર્ઝરીઆં[2] સંતાય
અમલ[3] કમલ દલપર પંખીડાં, બાહલીલાને ગાય,
રઢિઆળી એ વાડીરે, સોહવતી[4] જે ઝુંપડી
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝુંપડી—દુઃખિયાં.

ધર્મ કર્મ રસ કસ લુંટાયાં, ઘર ઘરવખરી[5] હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર:
લુંટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી;
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં.

ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,
તેને સ્હાડે સ્હાતી[6] રે, માડી તારી ઝુંપડી;
પોષણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી—દુઃખિયાં.

વર્ન[7] વિંટયાં સિંચાણે સઘળાં, અવશ પડયાં તુજ બાળ.
ઠામ ઠર્યાને હડધુત કરીને રણવગડે દે માર;
અંકે[8] લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં.

---

૧ વેલી, ૨ ઝરણાં, ૩ નિર્મળ, ૪ સોહામણી લાગતી—
૫ રાચરચીલું, ૬ સોડમાં ઘાલતી, ૭ પરદેશ, ૮ ખોળામાં.

કણુકણુ કાજે વનવન[૯] વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણુ સુખદુઃખનાં લ્હાણું લેવાં, ઠરતી તુજપર આંખ,
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પંથ દાખવતીરે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્થ, તુંજ સુધાનો[૧૦] સાર
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું[૧૧] દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિવત પાળીરે, શણુગારીશું ઝુંપડી—દુઃખિયાં.

—સ્વ. જીવાભાઈ પટેલ.

---

## ૯. ઓ ભરતભૂમિના પહાડો !

---

ઓ ભરતભૂમિના પહાડો !
તમ શિર પૂગ્યાં આકાશ,
તમ જેવા જગમાં બીજા
નથી ઉન્નત[૧] કો'ની પાસ !
છે પ્રૌઢ પ્રતાપ તમારો,
તમ ભવ્યજ છે ભંડાર !
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૧

---

૯ દેશ પરદેશ, ૧૦ અમૃત, ૧૧ દેવલોક. ૧ ઉંચા શિર-શિખર,

ઓ ભરતભૂમિની નદીઓ !
તમ સુંદર ચિત્ર ચરિત્ર !
તમ જેવી જગમાં બીજી
નથી કોઈ પરમ પવિત્ર !
ગુગભીરી,[૨] ધીરી, વીરી,
તમ પુણ્યકથા આવાર,
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૨

ઓ ભરતભૂમિના પુત્રો !
મુજ દેશતણા નરરત્ન !
જે ગયા ધ્રુજાવી ધરણી
કરીને કંઇ લાખ પ્રયત્ન !
તમ શૌર્ય અને તમ પ્રીતિ
ભરજો વીરા સહુ ઠાર !
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૩

—ખબરદાર.

---

૨ ગંભીર ગતિએ વહેતી.

# ૧૦. હિન્દ કીર્તન

---

ઉષઃકાલ સમ ઉજ્જવલમંગલ
ઉષાખંડધર એકજ હિન્દ !
હિમગંગાધર, અરૂણુતરૂણુ
રસ ગૌરવગૌર તપેશ્વર હિન્દ !

હિન્દ અહા આત્મજ્યોતીન્દ્ર તું !
પ્રતાપ રશ્મિ તુંજ રવીન્દ્ર !
પ્રચંડ જ્વાલા ઉગ્ર ઝળહળે-
રોમ રોમઃ પ્રિય સ્વદેશ હિન્દ !

સતીશ સમ ભવ્ય મહા નાયક
સ્વરૂપ મસ્ત પરમાત્મ પ્રફુલ્લ !
તુજસમ સંસારે જોગી ગણુ-
તેત્રીશકોટિ તું પર ફૂલ !

હિન્દી મહારાષ્ટ્રીય સમાજે
ભક્ત સપૂત તુજ ભગવે ભેખ-
પ્રભુ રાજ્યનો પ્રોજ્જલ ઝુંડો-
ધરી ઝૂઝે જગ જોદ્ધ સુરેખ.

પૃથ્વીના પાર્થિવ ઇન્દુ તું
પુરી ધૂમશે પૂર્ણ કલાપ,
ભક્ત ચારૂ ચન્દની ને ચન્દન
જગના હરશે કંઈ સંતાપ !

દેશદેશના સ્વરાજ્યસ્વર્ગે
લોકહિતનો બનશે ઇન્દ્ર
જગના જન રાજ્યે તું રક્ષક
પ્રભુ પેગામે રહેશે હિન્દ !

—લલિત.

## ૧૧. એક દિન એવો આવશે

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણાં ઝરંતા પૃથ્વીનેય પલાળશે
એક દિન એવો આવશે.
કળિકાળમાં[૧] પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજવીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક૦
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ પ્રતાપ ને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક૦
શિબિરાજ, ભગિરથરાજ સમ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક૦
પરબ્રહ્મનિષ્ઠ[૨] વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યાવર્ત ઉદ્ધારશે. એક૦

---

૧ કળીયુગ. ૨ પ્રભુ ચિન્તવનમાં લીન.

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦

આ દેહ કાચો કુંભ[3] આત્મા નિત્ય[4] દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક૦

આ દુઃખ ને ભૂખના પડે પોકાર ચારે દેશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦

મરુ દેશના[5] જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ પુલ્લથી લચી સુંદરી સમ એકલી અહીં મહાલશે. એક૦

અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઇ રાજ્યના[6] શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦

પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન તર્ક્યા[7] વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક૦

—મગનભાઈ પટેલ.

---

૩ ઘડો, ૪ અમર, ૫ મારવાડ, ૬ રાજાઓના: ૭ કલ્પ્યા.

## ૧૨. જન્મભૂમિનું જય મંગળ

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ :—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય૦
જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ—ઉજાશથી બધું ઉજાળીએ— જય૦

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ— જય૦
સત્યથી સચવાય સ્વત્વ;[1] સમજીએ થઇ પ્રવૃત્ત,
ધુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ— જય૦

ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય૦
સ્થિતિસમય સ્વીકારીએ, પ્રવૃતિયત્ન યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦

માતદીન દુભાય છે, સપુત ! પીડા પિછાનીએ,
દુધ દિપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦
દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ— જય૦

—લલિત.

૧ સ્વમાન.

## ૧૩. અમારો દેશ

---

અમે ભરત ભુમિના પુત્રો !
અમ માત પુરાણુ પવિત્ર,
રે જેના સુંદર સુત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશુ હોકાર હમેશ;
અમે દેશી, દેશી, દેશી* !
ઓ દિવ્ય અમારો દેશ ! ૧

અંધાર વિષે અથડાતો,
કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં
કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ ઉરનિધિએ[1] શી
હા ઉછળે ઉર્મિ અશેષ[2] !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! ૨

---

* ' અમે હિન્દી, હિન્દી, હિન્દી ' એમ પણ ગવાય છે.

૧ હ્રુદયસાગર, ૨ અખંડ,

ક્યાં હશે હિમાલય જેવો !
　　ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ[૩] ?
ક્યાં મળે અલૌકિક એવા
　　સહુ દેશ તણા બહુ રંગ !
ક્યાં મુનિ ઇશ્વરજન બેશી
　　કરતા પ્રભુ પંથ ઉજેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
　　ઓ દિવ્ય અમારો દેશ ! 3

ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા ?
　　ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપુતવીર ઝઝુમ્યા !
　　બલ દાખવવા અસીમ !
રે ભૂલીયે તે રીતે શી,
　　અમ અંતરથી લવલેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
　　ઓ દિવ્ય અમારો દેશ ! ૪

નથી રે જીવતું પર[૪] આશે;
　　છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે;
　　સ્વાશ્રયનો છે ઉલ્લાસ;

---

૩ ગંગા, ૪ પારકી.

કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી;
'અહીં દે અમને ઉપદેશઃ—
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! ૫

ધમ ધમ ધરણી ધ્રુજવીશુ,
અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું;
દઇશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વશી ઉર, તે શી
દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય ! અમારો દેશ ! ૬

—ખબરદાર.

---

## ૧૪. જનની સેવન.

---

જનની સેવનનો મધુમધુરો[1] અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળેરે, જગજીવ્યૂં ફળેરે.
નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર[2] પાતી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત[3] ભારનું ક્યાં વળેરે;
જનની०

પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અન્તર ઝલકે,
નવનવ સાજે[4] શીખ[5] દે સાને[6] પળે પળેરે;
જનની०

ઉત્તમ શોણિત[7] જનની કાજે,
રેલાયે શૂં વધુ કે'વાશે,
કિસ્મત્ ક્યાંથી ભારતિ હિત કાયા ઢળેરે!
જનની०

—વસંતવિનોદી.

---

૧ મધ જેવો, ૨ હૃદયનું સત્વ-દૂધ. ૩ અસાધારણ, ૪ સાજ સજી, ૫ શીખામણ, ૬ સાનવડે, ૭ લોહી.

## ૧૫. સ્વદેશભક્તિ

---

સ્વદેશની ભક્તિ રે, કે કોઇ વિરલા જાણે,
સ્વતંત્રતાના રસની રે,
  લ્હેજત કોઇ પરમાણે........ટેક.

*  *  *  *

ત્રણે પદાર્થ છે દેશ ભક્તિમાં,
  ધર્મ અર્થ વળી કામ;
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ,—
  મોક્ષ એ, સુખ કેરૂં ધામ;
કે રૂચે નહિં બીજું રે,
  મસ્ત એ દેશ અભિમાને.....સ્વદેશની૦

માટે સ્વદેશીઓ બંધુ મારા,
  ધરી અંતર આ ઉપદેશ,
ભરતભૂમિ પામી ઉદય દિનોદિન,
  ઉજળી રહે હમેશ
કે એમ કરો ઉદ્યમરે,
  ચુકો ન ચોટ નિશાને.....સ્વદેશની૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

## ૧૬. ભારતભૂમિનું જયકીર્ત્તન

મળી સર્વ ભારત સંતાન, એકતાન મન પ્રાણ.
ગાઓ ભારતનાં યશોગાન;
ભારતભૂમિ તુલ્ય નહિં કોઇ સ્થાન,
નહિં અદ્રિ[1] હિમદ્રિ સમાન;
ફલવતી વસુમતી, સ્રોતસ્વતી પુણ્યવતી,
શતખંડ રત્નનું નિધાન;
થાઓ ભારતનો જય
જય ભારતનો જય
ગાઓ ભારતનો જય
શું ભય ? શું ભય ?
ગાઓ ભારતનો જય.
વિરયોનિ આ ભૂમિ વીરની જનની.
વ્યાપી રહી અજ્ઞાનરજની,[2]
સુગભીર એ તિમિર[3] કદિ નહિ રહે ચિર,
દેખા દેશે દીપ્ત દિનમણી. —થાઓ.
રામભૂમિ,[4] કર્ણાટક, કુર્ગ, મધ્યપ્રાન્ત,
માલવ, સિન્ધ, પંચનદીધામ;[5]
બંગ, મદ્ર,[6] ગુર્જરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર,
બ્રહ્મદેશ ને રાજપુત્રસ્થાન. —થાઓ.

---

૧ પહાડ, ૨ અજ્ઞાનરૂપી રાત્રિ ૩ અંધકાર, ૪ અયોધ્યા,
૫ પંજાબ, ૬ મદ્રાસ,

હિન્દુ, જૈન, શિખ, બૌધ, ખ્રિસ્તિ, મુસલમાન,
પારસીક, યાહુદી ને બ્રાહ્મ;
ભારતના સહુ પુત્ર, થઇ પરસ્પર મિત્ર,
ધારી ચિત્ત ગણુના સમાન. —થાઓ.

હિન્દભૂમી દુઃખ ડુબી, દારિદ્રય વિસ્તાર,
સંપતીર્થ કરી વારંવાર;
ઉઠી ઉઠી રે ઉત્સાહે માગી માગી પ્રભુ સાહે,
ધરી હસ્ત કરો રે ઉદ્ધાર. —થાઓ.

કેમ ડરો ભીરૂ ! કરો સાહસ આશ્રય.
**यतोधर्मस्ततोजयः**
છિન્નભિન્ન હીનબલ[૭] ઐકયથી પામશું બલ;
માતામુખ ઉજ્જવલ કર્યેથી શું ભય ?—થાઓ.

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

## ૧૭. કોની કોની છે ગુજરાત

---

કોની કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે
જન્મથકી ગુજરાતી વદ્યા.[૧]
કોઇ રીતની તોપણ ને વળી
આર્ય ધર્મને રાખી રહ્યા.

---

૭ નિર્બળ. ૧ બોલે છે.

તેની તેની છે ગુજરાત—
પછી હોય ગમે તે જાત—
તેની તેની છે ગુજરાત.

વળી પરદેશી બીજા જેને
ભૂમીએ પાળી મોટા કર્યા
પરધર્મી પણ હિત ઇચ્છનારા
માતતણું, તે ભાઇ ઠર્યા

તેની તેની છે ગુજરાત—
પછી હોય ગમે તે જાત—
તેની તેની છે ગુજરાત.

નર્મદ કે' ગુજરાતી ભાઇઓ
માતને અર્થે સંપ ધરે,
અંતે બંધન તોડી રણે સહુ
ઝુમી જયસુખ જમે ભરે,

પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સહુની છે ગુજરાત—
તે તે સહુની છે ગુજરાત—

—કવિ નર્મદ.

## ૧૮. ભરતભૂમિનું જયગીત.

ભરતભૂમિના શૂર પુત્ર તે રહ્યા અમે શું રડી રડી
રહ્યા અમે શું રડી રડી
ખગભળતા ઉછળે બીજા ત્યાં રહ્યા અમે શું પડી પડી

શું ગયા રામ ને કૃષ્ણ અમારા વીરા
ભીમાર્જુન આદિ ગયા શું પાંડવ ધીરા
શું ગયા દ્રોણ ને કર્ણ ભીષ્મ ભડ ગાજી[૧]
પૃથુ જયમલ સિદ્ધ પ્રતાપ અને શિવાજી

એ સહુ વીરોએ વરસાવી જ્યાં શૌર્યતણી ખુબ ઝડી ઝડી
શૌર્યતણી ખુબ ઝડી ઝડી
—ભરતભૂમિના.

ક્યાં ગંગા જમુના વળી બ્રહ્મપુત્રા તે
ક્યાં સિંધુ તાપી નર્મદા સાભ્રમતી ક્યાં તે
ક્યાં કૃષ્ણા ગોદાવરી અને કાવેરી
ક્યાં મહા નદી ને મહી વીરલી ધણેરી

એ સર્વ નદીનું પૂર ઉછળતું ગયું હવે શું ચડી ચડી
ગયું હવે શું ચડી ચડી
—ભરતભૂમિના.

૧ ગગન ગજાવનાર,

ક્યાં ગયું બ્રહ્મનું[2] તેજ, શૌર્ય ક્ષત્રીનું
ક્યાં ગઇ વૈશ્યની વૃત્તિ, થયું સૌ હીણું
શું ગયા શૂર રજપૂત, ધરા ધ્રુજાવી
શું ગયા મરાઠા વીર આણુ વરતાવી
એ સહુની હવે શું કથી કથીને વાતજ કરશું બડી બડી
વાતજ કરશું બડી બડી
—ભરતભૂમિના.

શી યુરોપ કેરી ધજા આજ ફરકાયે
શી વૃદ્ધિ કરી છે આજ અમેરિકાએ
જાપાન મચ્યું શું આજ ધરા કંપાવી
જગ જોઇ રહ્યું છે શૌર્ય, કુતુક[3] દર્શાવી
ઓ અમે ત્યારે શું સુતા થાકી ખુબ પરસ્પર લડી લડી
ખુબ પરસ્પર લડી લડી
—ભરતભૂમિના.

શું હૃદય થયાં છે આજ શૂન્ય કંઇ એવાં
લાગે ન કટુ[4] વચનબાણ, વજ્રનાં જેવાં
શું ગયું હશે ચૈતન્ય, જડત્વ સમાયું
શું દેશભક્તિનું પ્રેમઝરણુ સૂકાયું
રે વીર બંધુઓ એ દીન[5] શબ્દો સુણીશું ક્યાંસુધી ઘડી ઘડી
સુણીશું ક્યાંસુધી ઘડી ઘડી
—ભરતભૂમિના.

---

૨ બ્રાહ્મણ, ૩ કૌતુક-કુશાળ, ૪ કડવાં ઝેર જેવાં, ૫ દીનતા.

શું પડીશું નહિ મેદાન, શૌર્યથી ધૂમવા
શત્રુને નાંખવા હેઠ, પાદરજ ચૂમવા[૬]
કેશરિયાં[૭] ધરીને અંગ ઉમંગ ઉમળકે
શું ધુમીશું નહિ રણમાંય રૂધિર ઉછળકે

શું બુઠ્ઠી થઇ તલવાર અમારી, ફરી ન થાશે ખડી ખડી
ફરી ન થાશે ખડી ખડી

—ભરતભૂમિના.

આમ હૃદય શૌર્ય અંગાર[૮] નથી હોલાયો
સમયે દાવાનળ સમો ઉલટશે ચાલ્યો
ભારતની ધજાની હેઠ અમે ધૂમીશું
જયજયજયજય જયકાર રણે જ કરીશું

એ આશા અમારી જયગીતે ને જયડંકાએ જડી જડી
જયડંકાએ જડી જડી

—ભરતભૂમના.

—ખબરદાર.

---

૬ પગ પરની ધૂળ ચાટવા, ૭ કેસુડામાં બોળેલાં વસ્ત્ર,
૮ શૌર્ય નો અંગારો.

## ૧૯. ઓ હિન્દ!

ઝૂરી ઝૂરી હવે ક્યાં સૂધી જોવું!
ઓ હિન્દ! ત્હારૂં અહિં દૂખ શું રોવું? ઝૂરી. ટેક.
કળિમાં ખવાઇ તું શૂરવીર જાયી,
ઝર્પે જખમ તેમાં તું આ તણાઈ! ઝૂરી. ૧
ઉંચ કુલિન ત્હારૂં નુર અમીરી,
રે શું ધર્યો હવે હાલ ફકીરી? ઝૂરી. ૨
લમણે તું હાથ રે મૂકી શું ઝૂરે?
હાલ આ ત્હારો હૃદય મુજ ચૂરે[1]! ઝૂરી. ૩
દુઃખનું છવાયું છે વાદળ માથે,
રે કોણ હાથ ધરી રહે સાથે? ઝૂરી. ૪
કોણ ઉદ્ધારે રે કોણ ઉગારે?
આ દુઃખસાગરથી કોણ તારે? ઝૂરી. ૫
આજ શૃંગાર સૌ તુજથી વછૂટયો,
પૂર્ણ વૈરાગ્ય નિરાશે શું ચૂંટયો[2]? ઝૂરી. ૬
રસ આઠે ત્હારા ગયા કહિં ઉડી?
સર્વે છબી કરૂણા મહિં બૂડી! ઝૂરી. ૭
બહુ બહુ રે રહી રાત અંધારી!
ઓ ઈશ ક્યાં છે અરૂણની બારી? ઝૂરી. ૮
અદલ પ્રભુ આ સમાધી[3] મૂકાવો!
કે મુજ હિન્દ લે શુભ દિન લ્હાવા! ઝૂરી. ૯

—ખબરદાર.

૧ ચૂરેચૂરા કરી નાંખે, ૨ પસંદ કર્યો, ૩ અવનતિની સમાધી.

## ૨૦. ભારતમાતા અને તેના કવિઓ

કોણ કટાક્ષવચન કવિને અહિં આજ કહે છે એવાં ?
ભારતના કવિ મુઆ નથી, હા ! આંખ ઝરે છે નેવાં;[૧]
ભડકા ભડભડે હો !–( ધ્રુવ )

તનતમ્બૂરતણા તારો તો રહે સદા ઝઝણાતા;
પણ અંગુલિએ બાંધ્યા પાટા, હાથ રહ્યા પછડાતા :
ભડકા ભડભડે હો ! ૧

હોત ન વાણી કંઠ રુંધાતી, સુખતર[૨] હોત ઘડી, તો
ગગનપાર ફેંકી જ ગજવતાં ગાત માતનાં ગીતો !
ભડકા ભડભડે હો ! ૨

જુઆળ જેવી દિનદિન ભરભર આવે ભરતી ઉરમાં;
પર્વત જેવા તરંગ ઉછળી ત્યાં જ શમે અંકુરમાં[૩]
ભડકા ભડભડે હો ! ૩

હા ! અમ ભારતમાત ! હજી શું ડરે જુગોજુગ પડવું ?
તુજ તે હીનદશા સ્મરતાં શું ગુપ્તપણે રહ્યું રડવું ?
ભડકા ભડભડે હો ? ૪

તુજને ચ્હાતાં ફિતુર ગણાવું, તુજને સ્હાતાં[૪] પાપી ?
કાપી જીભ ગળે ખુંચવવી : દુર્ગત જતી ન માપી :
ભડકા ભડભડે હો ? ૫

---

૧ અંગારા, ૨ વધારે સુખદ, ૩ પેદા થયા ત્યાંજ
૪ [illegible] રહેતા,

હાય, હતું ભારતના કવિનું જીવન એવું ખારૂં ?
માતૃગાન સાટે મૃત્યુ જ કે જીવનભર અંધારૂં ?
ભડકા ભડભડે હો !
ભડકે બોળ્યા શબ્દ ઝઝળતા ખુંચતા કંઠે કારી;
રસ ના વીર વહાવી શકે એ રસના[5] જળો અમારી !
ભડકા ભડભડે હો ! ૯

× × × ×

ભારતમાત ! હવે જો ઉર આ વીરરસે ઉભરાતું !
અમ રસનાના નવચમકારા જગત ભરી રેલાતું !
ભડકા ભડભડે હો ! ૧૦
તૂટો કવિ–ઉર ધૂનભર્યાં કે આ તમ્બૂર જ ફૂટો !
તુંહિં–તુંહિં–તુંહિં–તુંહિં ભારતમાતા, એ જ એક સુર ઊઠે:
ભડકા ભડભડે હો ! ૧૧

—ખબરદાર.

## ૨૧. ભરતવીર ગર્જના

શું ભરૂં આભસું બાથ ?
શું કરૂં વજ્ર સંપાત ?
કે ઉદધિ[1] ઉંડા ડો'ળું ?
કે ગગનતારલા તોડું ?
કે કરી ચરણુ આઘાત પૃથ્વીના પર્વત સઘળા ફોડું,
જે થકી દેશી–મુજ દેશી તણી દૃઢ સ્વાર્થ શૃંખલા[2] તોડું.

૫ જીભ. ૧ મહાસાગર, ૨ સ્વાર્થરૂપી બેડી.

મુજ રક્ત ઉછળે ક્રોધે,
ને અગ્નિ ભભુકે નેત્રે;
મુજ જિગર ઉછાળા મારે,
એ ક્રોધ, શોકની જ્વાળ, નાડી ને શિરા શિરામાં[૩] વ્યાપે,
હું ઇચ્છું જ્વાળ એ દહન કરે, દુઃખ દેશો તણાં નિજતાપે.

ઓ માત ! માત મુજ હિન્દ ?
બની આજ કુભાગ્યે રંક !
તુજ પુત્ર કુછન્દી ઉઠયા,
કર્તવ્ય—ધર્મને ચૂકયા;
તું પ્રેર અમોને, પ્રેર માત ! કર્તવ્ય–વેદિમાં[૪] બળવા
તું માત તણા ઉદ્ધાર કાજ નિજ પ્રાણુ ચરણુ તુજ ધરવા.

ઓ ભારતનાં સંતાન ?
કયમ ભુલ્યા જાતિ અભિમાન ?
કયમ સ્વાર્થ આપના શોધો ?
કર્ત્તવ્ય માર્ગ કયમ ચૂકો ?
ઈ રૂવે માનવી ક્રોડ દેશમાં, રંક બિચારાં ભૂખે,
ક્યમ ગમે ભોગ વિલાસ દેહના ? સુખી તહમે નિજ સુખે.

કંઈ બાળ ભમે રડવડતાં,
ને ખુણે માનવી સડતાં;
કંઇ રૂવે રંક વિધવાઓ—
ને કરે ગેબી પોકારો;

૩ રગરગમાં, ૪ યજ્ઞ,

તે પાપ, ગરીબી, વ્હેમ તણી, દશદિશ વ્યાપતી જ્વાળા,
એ જ્વાળા તણી વિકરાળ ભભકમાં જોઉં હિન્દ મુજ માતા
ઓ હિન્દ ! પુરાણી હિન્દ !
ઓ વિશ્વવન્દ્ય અમ હિન્દ !
તુજ રંક કર્મની રેખા,
કે પ્રભુ તુજપર રૂઠયા:
રે ત્રીશ કોટિ તુજ તનુજ સામટા, મૂઢ ઉંઘે વિષઘેને[૫]
રે દેખી અવદશા ત્હારી દયાયે, ઉર લેશ નવ જ્હેને
ઓ પ્રભુ ! પાપી, અમ પાપી
અમ મૂર્ખ, અમે હતભાગી,
કંઇ સ્વાર્થ નિજના શોધ્યા;
ને સાર્વજનિક હિત ખોયાં;
તે સર્વ પાપની હશે સજાઓ, સહુ ખુશીથી ખમીએ,
પણ રંક માતની પ્રભુ ! અવદશા જોઇ અમે સહુ બળીએ
ઓ પ્રભુ ! સજા બહુ કીધી,
કંઈ કરો કોપની અવધિ;
કંઇ કરો કોપની અવધિ;
અમ કલહ, દ્વેષને કાપો,
નીચ સ્વાર્થ, ભિરૂતા ટાળો,
દ્યો સંપ, લક્ષ્મી ને વીર્ય, અમોને કરો પ્રતાપી પૂરા,
ને ખંડ ખંડ નિજ માન તણું જગગાન ગજવવા શૂરા.

—નર્મદાશંકર બાલાશંકર.

---

૫ ઝેરનું ઘેન ચઢયું હોય તેમ.

## ૨૨. 'સહુ ચલો જીતવા જંગ.'

---

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો[1] વાગે;
યાહોમ કરીને પડો ફતેહ છે આગે. ટેક.

કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે.
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઇ બળ લાગે—યાહોમ.

સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ,[2] નિજ વચને,
સાહસે ઇંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઈ ગર્દ[3] જંગમાં મર્દ હક્ક નિજ માગે—યાહોમ.

સાહસે કોલંબો ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામો,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં,
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે—યાહોમ.

—કવિ નર્મદ.

---

૧ રણશીંગા, ૨ પ્રસિદ્ધ-મશહુર, ૩ ધૂળ થઈ-રગદોળાઈ.

## ૨૪. વીરની વિદાય

---

મ્હારા કેસરભીના[૧] કન્થ હો !
સિધાવો જી રણવાટ. ટેક.

આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘોરે શંખનાદ:
દુંદુભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના વીરવાદ:
મ્હારા કેસરભીના કન્થ હો !

આંગણુ રણધ્વજ રોપીઓ હો !
કુંજર[૨] ડોલે દ્વાર:
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર:
મ્હારા કેસરભીના કન્થ હો !

પુરા પડે,[૩] દેશ ડુલતા હો !
ડગમગતી મ્હોલાત:
કીર્તી કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાત:
મ્હારા કેસરભીના કન્થ હો !

---

૧ કેસરથી રંગભીના થએલા, ૨ હાથી, ૩ આવ્યે,

નાથ ! મ્હડો રણુઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણુમાં પાઠવીશ[4]
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરૂં રણુમ્હોડઃ
ખડ્ગને માંડવ[5] ખેલવાં,
મ્હારે રણુલીલાના કોડઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

આવતાં ઝાલીશ બાણુને હો !
ઢાલે વાળીશ ઘાવઃ
ઢાલ ફુટે[6] મ્હારા ઉરમાં, રાજ !
ઝીલીશ દુશ્મનદાવઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણુવાસની રે,
બીજી સિંહાસનવાટઃ
ત્રીજી વાટ શોણિતની સરિતે,[7]
હો ! શૂરના સ્નાનનો ઘાટઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

---

૪ મોકલીશ, ૫ હથિયારનું નામ, ૬ ફૂટયે, ૭ લોહીની નદીની,

જ્યાં કલગીએ વળજો, પ્રીતમ !
ભાંજશું ફાગે ચીરઃ
નહિં તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને[૮] તીરઃ
મ્હારા ! કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણુરાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
વાધો[૯] રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !

—ન્હાનાલાલ

---

## ૨૪. શૂરા સામદ હો !

---

એક વાર મેદાન પડયા રણુ ચ્હડયા કે ધુમતું ધુમતું !
અંગત રંગિત ઉમંગથી શિરશત્રુ ઝઝુમતું ઝઝુમતું !
શૂરા સામદ હો ! એકવાર૦

શરમ શાનિ સ્વદેશ સેવામાં ? મુરવ[૧] ત્યાં કામની શી ?
પ્હેલ પેલો કરે, પ્હેલ બિજો કરો, એ આશા કામની શી ?
શૂરા સામદ હો ! એકવાર૦

---

૮ દેવગંગા, ૯ ફકાવો. ૧ મુરવત,

હવે મુકયા ઘરબાર પછાડી, પ્રિયજન પાછળ મૂકયા;
જગત જંજાળથી આગળ ચાલ્યા, સ્વર્ગરણાંગણુ ઢુકયા[2]
શૂરા સામદ હો ! એકવાર૦

હાથીના દંતૂશળ ઉજ્જવળ નિકળ્યા શું પાછા પેસે ?
એકવાર પગ રોપ્યો રણે તે હઠિ શું અપજસ લેશે ?
ના, ના, શૂરા હો ! એકવાર૦

હવે ભગીરથ–પ્રયત્ન કરવો ! ભારતરણુ[3] ભલે તરવું !
[illegible] આ દેહની આકૃતિ દેવી તે મરવું ઉગરવું !
શૂરા સામદ હો ! એકવાર૦

ક્ષત્રિય પૃથ્વી શા માટે પરશુરામે કીધી ?
તો અમ રૂધિરગળત હૈયાની મૈયાની લજ્જા લીધી !
શૂરા સામદ હો ! એકવાર૦

શું ન છુંદ્યાં ? નથિ રે'સ્યાં આપણાં કૂમળાં બંધુ બિચારાં !
મ્લેચ્છયવન એ લોહીનો તરસ્યો ભક્ષે ન સાંજ સવારાં !
શૂરા સામદ હો ! એકવાર૦

બ્રહ્મ થવા કૌશિક શું ? " સૌ સરખા લહેવાવા[4]"
ગૌતમ બુદ્ધ ઘુમ્યા હરિ ત્યારે ઘુમે ન ભુમિ છોડાવા ! ?
શૂરા સામદ હો ! એકવાર૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

૨ ની લગોલગ આવ્યા, ૩ ભારતરૂપી રણક્ષેત્ર, ૪ લેખાવા.

## ૨૫. રણે વિદાય

( રાગ કાફી )

હણુહણુતો હય બારણે, વીરા ! પેંગડે પાય ધરો જી !
પેંગડે પાય ધરો જી, વીરા ! મુહૂર્ત સમો આ ખરો જી !–
આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુદ્ધગીતોનાં;
વાંકી વાંકી પ્હેરી પાઘ પીળી આ, વિંધશો નેણુ જ કોનાં ?
વીરા ! પેંગડે પાય ધરો જી. ૧

તાણી તાણી આ મૂછ છે મરડી, કરડી રહ્યા હોઠ રાતા;
વારે વારે મુખ મારે ખુંખારા, ને તડપી રહ્યા પગ તાતા !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૨

દડબડ દડબડ દમભર દોડી, ખુબ ખુંદો રણુ ખાંતે;[1]
ચહુદિશ[2] અસિ ચમકાવી બતાવો શૂરપણું ક્ષણુમાં તે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૩

વીરપીતાના વીરછૈયા તે ચૂકશે કયમ આ દહાડો ?
વીરરસે રણુકુંજ ઘુમીને શીરનાં ફૂલ[3] ઉડાડો ?
વીરા ! પેંગડે પાય ધરો જી. ૪

ભારતમાત ઉભી ઉમરામાં આશિષ દે શુભ આજે :
હણુહણુતો હય વીર ! ચઢો આ, જયજય દુંદુભિ વાજે !
વીર ! પેંગડે પાય ધરો જી. ૫

—ખબરદાર.

---

૧ હોંસે, ૨ ચારે દિશાઓમાં, ૩ શત્રુઓનાં માથારૂપી ફૂલ.

## ૨૬. સમશેર સારી ખલ્કની અમને નહિં તાબે કરે

સમશેર સારી ખલ્કની[1] અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુતેજ તે નહીં તુચ્છ શસ્ત્રે ગાભરે[2]—સમ૦

મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરા કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને—સમ૦

લાંછન ગુલામી શીર લઇ,
પાળ્યા[3] પશુસમ જગ ફર્યા;
આંખો અમારી છે ખુલી,
બસ ધોઇશું સૌ પાપને—સમ૦

પરતેજથી નહીં ભડકશું[4],
પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે,
અમ હિન્દીની તાકાતને.—સમ૦

—વસન્તવિનોદી.

---

૧ દુનિયા, ૨ ગભરાય, ૩ પાળેલા-ખીલડે બાંધેલા, ૪ અંજાઈશું.

## ૨૭. "હર હર મહાદેવ!"

---

કૂચ કદમ ભરો રણ રંગે ભૂમિ ભારતનાં સંતાન!
જોદ્ધા! ઝૂકાવો જંગે, શુદ્ધ સિંહણ સુત સમાન:
"હિંમતે મરદા મદદે ખુદા:" તક સાધો તતખેવ[1]!
ગજવી હર હર મહાદેવ.

શા રોમ રોમ ભર ભડકા! પ્હોચે જેની નસ જ્વાળ!
ઉડતા તન વીંધી તણખા, લોચન ભભુકે અંગાર!
એ આત્મશૌર્યના પૂર પ્રવાહે વહતાં અવશ્યમેવ[2]—
ગજવો હર હર મહાદેવ.

ઉછળે નસ નસમાં તાજું, વીરશોભા[3] તમ શોણિત:
ને શ્વાસોચ્છ્વાસે ગાજ્યું, શુચિ આત્મિક જેમ પુનિત:
એ બળ શોણિતને હાડ માંસ સૌ ખપાવી સીધો ધ્યેય—
ગજવી હર હર મહાદેવ.

મૃત સંજિવની[4] જડીબુટ્ટી, સુંઘ્યા પછી શા ભણકાર?
બ્રહ્માન્ડ પડે છો તુટી; મનમેરૂ[5] ન પળ ચલનાર!
શર[6] ઝીલો ફૂલસમ શૂરા નવ છાજે કાયર ટેવ.
ગજવો હર હર મહાદેવ.

---

૧, તુરત જ, ૨ જરૂર, ૩ વીરોને શોભાવનાર, ૪ મુડદાંને સજીવન કરનાર, ૫ મનરૂપી મેરૂ પર્વત ૬ બાણ.

તમ જ્વલન્ત જીવનજ્યોતિ, હૈયે મર્દાની હીરા
એ દૈવી શક્તિયોથી, તોડો જનની-જંજીરઃ
ને કૂખ, કુળ, નરદેહ દીપાવો કાળ હઠાવીનેયઃ

ગજવો હર હર મહાદેવ.

સમરાંગણની શરણાઈ, રગ રગમાં પૂરે શૂરઃ
ધસમસતાં ધાઈ ધાઇ, કો અકલિત[7] અંતર પૂરઃ
સૌ જંગપડી રણરંગ રાખતાં સજો[8] ત્રિવિધ[9] ભવ શ્રેયઃ

ગજવો હર હર મહાદેવ.

વીર ! મરી મૃત્યુ દીપાવો, ફરી જીવાય તો જશ સાથઃ
વીર ! મરી જીવન્ત બનાવો, જીવતાં મુડદાં કંઇ લાખઃ
યદિ ! સ્વર્ગ સંચર્યા સેનાનીની સ્હાય અમરગણ[10] સેવ !

ગજવો હર હર મહાદેવ.

—કેશવ હ. શેઠ.

---

૭ કળાય નહિ તેવાં, ૮ સાધો, ૯ ત્રણે, ૧૦ દેવલોક.

## ૨૮. ચલો !

ચલો, શૂરવીર ! ચલો જઇએ, સુભટનો યશમારગ લઇએ. ૧
સુણો, સૂતા કેસરી જાગે, કે રણનાં રણશીંગડાં વાગે. ૨
ઉડયા સ્થળ સ્થળ ક્ષત્રીય જાયા, શ્રીકૃષ્ણે વરદ[1] શંખ વાયા. ૩
શૂરાએ શસ્ત્રકવચ લીધાં, કે ભીષ્મે સિંહનાદ કીધા. ૪
ચડયા રણરથે રાય રાણા, મહાભારત વળી મંડાણાં. ૫
અહો ! જગની હાકલ વાગે, જગતના શૂરવીરો જાગે. ૬
ઉભી જો ! લઇને યશમાળા, અમરને[2] દ્વાર અમરબાલા. ૭
ચલો ઝટ, ચલો, વીર બંકા ! અમરમારગ ઘો રણડંકા. ૮

—ન્હાનાલાલ

## ૨૯. અમેરિકાનું રાષ્ટ્રગીત.

ઓ મારા પ્રિય દેશ મહાન !
સ્વતંત્રતા કેરા શુભસ્થાન !
પિતૃજનોનું શાન્તિ સદન તું !
યાત્રિજનોનું ગૌરવ ધન તું !
ગાઉં જવ મા તારૂં ગીત,
વન વનથી ધ્વનિ ઉઠી પુનીતઃ
ગુંજે સ્વતંત્રતાનાં તાન;
ઓ મારા પ્રિય દેશ મહાન !

---

૧. વર-ઈચ્છા દેનારા, ૨ સ્વર્ગ.

ગૃહ, મન્દિર, ગિરિ, વન સહુ તારાં,
છે મુજ મનને અતિશય પ્યારાં,

અતિ મધુર છે તારૂં નામ
પ્રેમાકુલ[1] કરે હૃદ્ ધામઃ[2]
છે મુજને તારૂં અભિમાન;
ઓ મારા પ્રિય દેશ મહાન !

સ્વતંત્રતાના સુર રસાળા,
વહે વાયુ મંડળમાં તારા;

સહુ કંઠથી નીકળે રાગ,
ગુંજી ઉઠે સહસા ગિરીરાજઃ
ઉચ્ચ સ્વરે લેઇને તાનઃ
ઓ મારા પ્રિય દેશ મહાન !

પરમ પિતા સ્વાતંત્ર્ય વિધાતા;
નૃપાધિ રાજા, હે સુખદાતા !

મેળવી તુજથી બળ વિશ્વેશ,[3]
જુગ જુગ જીવો અમારો દેશ.
પામો સુખ, શાન્તિ સન્માન;
ઓ મારા પ્રિય દેશ મહાન !

—સીતારામ શર્મા.

---

૧. પ્રેમથી આકુળવ્યાકુળ, ૨ હૃદય, ૩ પ્રભુ.

## ૩૦. ગુજરાતનું ભાવી ગૌરવ.

સુણ, ગરવી ગુજરાત, વાત કંઇ કહું હું કાનમાં;
સમજુ છે તું સુજાત, સમજશે સહજ સાનમાં.
વરતી વસુ[1] સુખ તને, વળી વેપાર વણજનું;
જ્ઞાન ધર્મે પણ સુખી, દુ:ખ નહિ અધિક કરજનું.

નથી, તેમ તું રહિત અન્ય મોટા સદ્ગુણથી—
વધો નામના હજી, વડિલ આર્યોના પુણ્યથી.
પણ ક્યાં બુદ્ધિ વિશાળ, કવિ-ઋષિ વીર ગયા ક્યાં ?
રણ ગજવે, રંગભૂમિ-સર્વ એ સ્થિર થયા ક્યાં ?

પાડી દેહ પવિત્ર, ગયા ક્યાં રક્ષક એવા ?
ક્યાં તે સ્વદેશ દાઝ ? પ્રજા રાજાની સેવા ?
મહત પુત્ર ક્યાં ગયા, માત, તુજ ઊંચા કુળના ?—
છોને નિકળ્યા બીજા ઘણાયે ઓછા મુલના.

ક્યાં પ્રાચીન ચાતુર્ય ? અસલતા ક્યાં રે તારી ?—
નૌતમ નરની નાર, જાણ્યું શું વંશ[2] વધારી ?
પુત્ર જણ્યા બહુ પેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ જાગિ તેં ભોગવિયાં નહિ.

છ્યાસિ લાખ નિજ પ્રજા છતાં વંઝા રંડાણી—
આર્યપુત્રિ અનુપમા, હિંદ સુંદરિ હિંદવાણી.

---

[1] પૈસાનું, [2] સંતતિની સંખ્યા

એઠિ પનોતી, હાય ! દુર્દશા આખે દેશે;
જ્યાં જોઉં ત્યાં સ્વાર્થ, ભટકતો ભિન ભિન વેશે.

ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે;
દેશદાઝ વણુ પડી, પરાધિન પ્રજા પશુ રે,
ત્રણુ સૈકા વહિ ગયા વશ પડી રહી બીજાને;
જતા આવતા સર્વ યવનની આણુ તું માને.

હાય ! કેમ જીવાય, પરાધિન એ સ્થિતિમાં ?
છુટી પડે[3] અવતાર, ગુલામી દેખીતીમાં.
માડી ! ઉઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હાલી;
કર્તવ્યે પડ બ્હાર, હિંદગાં સહુથી પ્હેલી.

રજપુત વીર જગાડ, રાજ્યકર્તા કર સાચા;
બ્રહ્મબાળ વિદ્વાન, જ્ઞાન જિજ્ઞાસુ જાચી[4]
દેશ દેશ વગડાવ, શંખ તુજ સ્વાધિનતાનો;
બધે ઐક્યતા ભજવ, પરાજય કરિ ભિનતાનો.

પિટવ દાંડિ પરમાર્થ સ્વાર્થ સંહારી માડી;
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવાં, વખત આવે છે સારા;
તત્પર થા, ગુજરાત, હક્ક ભોગવવા તારા.

ગઈ ગુજરી જા ભુલી, શોક તેના શા કરવા ?
મરતાં ગઇ તું બચી, વળી કાં સૂઝે મરવા ?

---

૩ એળે જાય, ૪ જાચક-ભિક્ષુક,

તજ મિથ્યા કલ્પાંત, હામ હૈડે ધર, માતા;
કર સજિવન નિજ વતન, શિરઉપર છે સુખદાતા.

પુર્વ જન્મનાં પાપ, નર્મદા જળ શુદ્ધ કરશે;
નવીન જન્મ શૂરવીર થકી એ ખોળો ભરશે.
હું ક્યાં જોવા રહુ, નવીન એ જન્મજ તારો ?
માતા દુઃખ મુઝવણે ગાળિ નાંખ્યો જન્મારો.

હશે; ન મુજ મન દુઃખ વિશેષે એહ વિષેનું;
અર્પિ દઉં સો જન્મ, એવડું, મા, તુજ લ્હેણું.
સો આપું લઇ એક, સહસ્ત્ર આપું એકે;
ગુર્જર દેશ ફરી જોઉં, દીપતો સત્ય વિવેકે.

પણ તે દિન હજિ દૂર, નથી મારા વારામાં—
મોડે વ્હેલે, ભલે, જોગ પડતાં સારામાં.
નમન હાલ, ગુજરાત, માત ! આ સલામ છેલી;
સફળ થજો આશીશ, ભક્ત પુત્રે આપેલી.

મલબારી.

---

## ૩૧. હિંદનું ભવિષ્ય.

---

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત દુખડાં જાશે શમીરે લોલ,
માજી તારા ઘાયલ પુત સપુત સુતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝો ઝંપાપાત જાતસુખ ત્યાગશે રે લોલ,

જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના[1] વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.

જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન[2] થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર[3] અધમ ઉદ્ધરશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં[4] રે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ.

માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દૂધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ.

---

૧ નક્ષત્રનું નામ, ૨ ગર્વથી ગાજશે–ખોંખ
૪ અપવાસ પછીનું ભોજન,

મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.

ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો[૫] પાક કંણુના ફળશી થશે રે લોલ.

માજી એવા મોં માંગ્યા વરસાદ કુંદનના[૬] વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક[૭] રેલી જશે રે લોલ.

માજી તારો ભાગ્ય–સવિતા ભર્ગ[૮] સિંચતો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદપૂનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.

માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખા થશે રે લોલ,
માજી તારો જય જય જયકાર જગત ત્રણુ ગાજશે રે લોલ.

—વિહારી.

---

## ૩૨. હિંદનો ઉષઃકાળ

---

ઉઠ તું, ઉઠ તું, હિંદ જો પૂર્વમાં;
બંગના ભંગનો રંગ લાગ્યો,
અરૂણુ ઉદય થયો રંગ બદલી ગયો;
ઘોર અંધારનો તોર ભાગ્યો. ટેક. ૧

---

૫ કલ્પવૃક્ષ–મનમાન્યો, ૬ સોનાના, ૭ રત્નોથી ભરેલો ચોક,
૮ પ્રકાશ.

પ્રાચી[1] પીળી થઇ રાત તો વહી ગઇ,
ખિન્ન ચકોર ને ચંદ્ર ભાસે;
ઉડુ સંતાય છે, ધ્રુડ ગભરાય છે,
પાણીનાં પોયણાં વિર્હે[2] ત્રાસે. ઉઠ તું૦ ૨

હંસ જો જાગીયા કામમાં લાગીયા.
જંગ જાપાનમાં જો મચાવે;
પેખ ઉદય ગિરિ દૃષ્ટિ ઉંચી કરી,
સૂર્ય ધીમે, ધીમે આમ આવે.

—નાગેશ્વર જેષ્ટારામ.

---

## ૩૩. ગુર્જરી સ્તવન

---

શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાં રે લોલ.
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાં રે લોલ
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાં રે લોલ.

હર્ષે આંજી આંખડી રેલી મીઠા સૂર;
નૌતમ સ્નેહે ઉજાળીએ[1] ઉત્તમ ગુર્જરી નૂર

સખી ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !
ભલી હિન્દની રસીક ભૂમિ ગુર્જરી રે લોલ !

---

૧ પૂર્વદિશા, ૨ ચન્દ્રના વિયોગ વિચારથી. ૧ ઉજાળીએ—ચમકાવીએ

રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !
સખી ! ગુર્જરી વિલાસવાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે—૦

હૃદયતણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય;[૨]
જન્મ દીધો આ ભૂમિમાં કુદરત જ્યાં છલકાય.

સીલું[૩] ગાતી મીઠી નદિયો હ્યાં શી રમે રે લોલ !
પૂરાં ખીલી ઝુકી[૪] ખેતરાં ધીરાં હસે રે લોલ !
વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફળ ફૂલ છે રે લોલ !
સખી ! મધુર કણ્ઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !
શીળી રાતમાં રે—૦

મનહર મોહક ભૂમિ આ આપણુ એના બાળ,
નિર્મળ નેહે[૫] શૂં નહીં ધરિયે એપર વ્હાલ ?

સખી ! માત માટે હૃદય શૂં ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું હીત શૂં ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શૂં ના છાંડીએ[૬] રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !
શીળી રાતમાં રે—૦

—વસંત વિનોદી.

---

૨ જગતનો રાજા-પ્રભુ, ૩ સુરીલું, ૪ પાકના બોજથી ઝુકી,
૫ સ્નેહે ૬ જતો કરીએ.

## ૩૪. ગરવી ગુજરાત

ગરવી ગૂજરાત ! અહા, મુજ જન્મભૂમિ !
વીર માત મીઠી વિરલા નર કૈંકતણી !

મુજ જન્મભૂમિ ? નિત્ય[1] એ પ્રિય શબ્દ ધ્વનિ
મધુરા ભણકાર કરે મુજ ઉર ઘૂમી !

પ્રિય માત ! રીઝું તુજ પાય સદાય ચૂમીઃ—
મુજ જીવન સાર્થક હું રહું એજ ગણી;

શુભ હિન્દની વાડી ! તુમાં ભળી વેલ ઘણી
મધુરાં ફુલડાં સુંઘતો રહું રે ઝઝુમી !

તુજ સુંદરતા નભમાં[1] બહુ વાદળિયો
ચઢી આવી પસાર થતી બહુ વાર દીઠી

પણ તુજ પ્રતાપ પ્રકાશ[2] અખંડ વળ્યો[3],—
તુજ પુણ્ય પ્રભાવજ એ મુજ માત મીઠી !

શીત[4] એ નભ છાય જામે, તુજ વાડી વિશે,
કંઇ ગાન કરૂં બની પક્ષીજ દિન નિશે[5]

—ખબરદાર

---

૧ સુંદરતારૂપી આકાશમાં  ૨ પ્રતાપ રૂપી પ્રકાશ,
૩ વાદળીઓથી ઢંકાયો નહિ  ૪ શીળી;  ૫ દિન રાત.

## ૩૫. ગુર્જર વીર

અમે તો ગરવા ગુર્જર વીર !
સોહે પ્રાચીન ઓજ[1] અમીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

કેસરી હાક અમારી ભયાનક
ગજવે ગહ્વર[2] ગિર !
દુશ્મનના રણુરંગી સંગે
ખેલન કાજ અધીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

વિંધ્યાચળ અમ બાહુ ફેલ્યો
હિન્દ ધ્રુજાવે ધીર !
આંખલડીમાં અગ્નિ સમાવ્યો,
કેસરરંગ્યા ચીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

છાંટી આભ[3] જયોન્મત્ત[4] ધુઘવે
ઘેરાં સાગર નીર !
તેને મસ્તક નર્તન[5] ખેલી
બાંધ્યાં બલ જંજીર[6] !
અમે તો ગરવા ગુર્જર વીર !

---

૧ ઓજસ, ૨ ગુફા, ૩ ગગન—આકાશ, ૪ વિજયથી ભાન ભૂલેલા, ૫ નૃત્ય, ૬ સાંકળથી

કાળે બાણુ કુટીલ બનાવ્યું,
સૂર્ય[7] ઝબોળ્યાં તીર !
વીજલ ઘોર ઘનેથી[8] ઉતરી
ભેટે આમ સમશીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

મૃત્યુના મીજમાન સદાના,
પ્રાણુ ઉદાર અમીર !
કાળ[9] તણે કુમકુમ ચાંદલીએ,
અમૃત યશની લકીર ![10]
અમે તો ગરવા ગુર્જર વીર.

—રમણલાલ દેસાઇ.

---

## ૩૬. વંદન જય ગુજરાત !

---

ભારતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રસભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝઝૂમીએ જહીં ઘૂમી–
જયગાન ગજવતાં ભ્રાત;
તુજને વંદન જય ગુજરાત ! ૧.

---

૭ સૂર્યના તેજમાં, ૮ મેઘમાળામાંથી, ૯ મોત–મૃત્યુ ૧૦ રેખા.

રસકસવંતી ભરતભૂમિની શ્રેષ્ઠ [1]સુભગ રસપુત્રી,
ગિરિ, ગહ્વર, સરવર, નદી, ઝરણાં, પ્રકૃતિ–પ્રસાદી ધરતી,
ધન ધાન્ય ભરી રળિયાત;
તુજને વંદન જય ગૂજરાત! ૨.

યદુકુળ–તિલક કૃષ્ણચંદ્રની રાજ્ય–ભૂમિ જયવંતી,
ઘોષ ગીતાના સદાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માત;
તુજને વંદન જય ગૂજરાત! ૩.

સિદ્ધરાજ, વન, ભીમદેવ સમ સમર વીરોની[2] પ્રસૂતા,[3],
વીર કેસરી સમ જય–ત્રાડે[4] ધરણી જે ધ્રૂજવતા—
કરી વિજય–ધ્વજ ફરકાટ;
તુજને વંદન જય ગૂજરાત! ૪.

નૃસિંહ, મીરાં, સરખાં રસિયાં[5] સંતનની રસ–જનની,
ધર્મ–ધુરંધર દયાનંદને કલાપીની કુલ–ભૂમિ,
વા'તી[6] રસબંસી દિનરાત;
તુજને વંદન જય ગૂજરાત! ૫.

પ્રેમ–શૌર્યનું રણશીંગ ફુંકતો નર્મદ જય ગજવે,
સત્ય નિષ્ઠ કર્મવીર ગાંધી અભિનવ ચેતન પ્રેરે,
જન ઘૂમે કીર્તિધ્વજ સાથ;
તુજને વંદન જય ગૂજરાત! ૬.

---

૧ સુભાગી–ખુશનસીબ, ૨ રણસુભટો–જંગ બહાદુરો.
૩ જનની–પેદા કરનાર, ૪ વિજયનાદ, ૫ પ્રેમરસિયાં, ૬ વાગતી.

જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી,
પ્રાચી દિશામાં વિવિધ રંગભરી ઉદય ઉષા ઝગહળતી
જો ! દિવ્ય હસંત પ્રભાત;
તુજને વંદન જય ગૂજરાત ! ૭.

ઘેરી ધુરંધર દેશતણાની ઘુઘરમાળ ઘમકશે,
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ ને પ્રતાપ, ચેતન સરશે,
જોઇ સ્તબ્ધ થશે જગ-માત !
તુજને વંદન જય ગૂજરાત ! ૮.

—અચુભાઇ રાવત.

---

## ૩૭. અનન્ય ભારત

---

માત હો ! ન્હાઉં તનમનથી:
માત હો ! સ્હાઉં[1] તનમનથી:
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !—
માત હો ! ( ધ્રુવ )

જ્યાં પ્રભુમુખના રસબોલ પ્રથમ બોલાયા,
જ્યાં અગમનિગમના ભેદ પ્રથમ ખોલાયા,
જ્યાં ધર્મકર્મના યોગ ખરા તોલાયા:
જે વસાઇ સુરજનથી[2] રે—
ભલી જે વસાઇ સુરજનથી:

---

૧ સહાય કરું, ૨ દેવલોક.

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૨

જ્યાં જુગજુગના ઇતિહાસ ભણે સત છે જે,
જ્યાં સ્વર્ગ નરકના મર્મ પમાતા સ્હેજે,
જ્યાં અક્ષયપાત્ર અનેક ભરેલાં તેજેઃ
જે સવાઇ નન્દનથી રે—
ગણી જે સવાઈ નન્દનથીઃ
થી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો !

જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝળહળતાં,
જ્યાં નવજીવનનાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસ નીર ગંગશું ભળતાં:
જે સજાઇ ઉરધનથી[૩] રે—
ભવ્ય જે સજાઈ ઉરધનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૩

જ્યાં સરસ્વતીના વાસ પુણ્યભર શોભે,
જ્યાં કવિતાદેવી સૂર ભરે નભમોભે,
જ્યાં લક્ષ્મીના ભંડાર જગતમન લોભે :
જે ગવાઇ વન્દનથી રે—
જગે જે ગવાઇ વન્દનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૪

---

૩ હૃદયરૂપી ધનથી.

જુગજુગમાં જયટંકાર, માત ! તેં કીધા,
તુજ આત્મપ્રકાશ[૪] અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા,
તું તવાઇ નિજ તનથી રે—
સદા તું તવાઇ નિજ તનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૫

શું ત્રીશ ક્રોડ અમ જીભ ગાય ગુણ ત્હારા !
ઉર ઉરમાં વાગી ઘંટ કરે રણુકારા,
અમ સદન સદન પડછંદ[૫] ભરે કંઈ ન્યારા !
દે વધાઈ દર્શનથી રે—
માત ! દે વધાઇ દર્શનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૬

અમ આત્મ આત્મ સન્દેશ લઇ તુજ ફરશું,
તુજ નવચેતનના ભેખ ધરી ઉર ભરશું,
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું :
તું જડાઇ જીવનથી[૬] રે—
માત ! તું જડાઇ જીવનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૭

—ખબરદાર.

---

૪ આત્મજ્ઞાનરૂપી પ્રકાશ, ૫ પ્રતિધ્વનિ, ૬ જીવનની સાથે.

## ૩૮. પ્રકાશનાં પગલાં

૧

પ્રભુની મોંઘી, ઓ માતા !
ઓ સુન્દરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા[1]
વહેશે ક્યારે નવગુંજ[2] ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો[3] કરવો પુનરુદ્ધાર;—
ઓ ભારતમાત ! વિચાર !

૨

તુજ પ્રજા બધી આ ઊભી
વરવા[4] નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ ડૂબી,
ને વીતી ગઈ છે રાત :
આવે પગલાં શુભ નવજીવનનાં, ઊઠ, જગતને કાજ—
ઓ ભારતમાતા ! આજ !

૩

દોરવ અમને સદ્ધર્મે
દોરવ અમને સત્પંથ ;
નિર્ભયતા ભર અમ કર્મે
ને શૌર્ય અખંડ અનંત:

---

૧ સુખ શાન્તિ દેનાર, ૨ નવું ગુંજન, ૩ પ્રકાશ, ૪ [illegible]

ત્રાતે આકાશ પડે શિરપર પણ હઠિયે ના તલપૂર !—
ઓ ભારત ! બન બહાદૂર !

૪

અરધી દુનિયા રહે તાકી
તુજને કરવા સ્વાધીન,[૫]
ખખડાવે શસ્ત્ર તુમાખી
સમજી અમને બળહીન :
પણ અર્ધ જગતશું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર !

૫

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગજુગનું તેજસ સત્ત્વ;
તુજ ઊંડી આત્મનસિદ્ધિ
જે પામી જગનું તત્ત્વ;
તે કરી સચેતન ફરી જગવશે જયધુન તુજ સંતાન,—
ભારત ! થા બળવાન !

૬

જગ ભલે અસત્યે જીતે,
જગ ભલે અધર્મ[૬] તણાય;
તુજ અંતરતેજ સુરીતે
તું જાળવ એ તમમાંય;

૫ પોતાને હસ્તક, ૬ અધર્મમાં.

છે તોલવું દેવાંગણુમાં દાનવ–માનવને યુદ્ધ—
ઓ ભારત! ર્‌હેજે શુદ્ધ!

૭

તુજ ઉન્નત તીર્થદ્વારે
જગને ફરવી મહેમાનઃ
રેલવવાં નવ–અવતારે
જુગજૂનાં ઉરનાં ગાન :
સાગર સાગરની લહરીઓશું ઉર ઉર ઉછળે આશ,—
ઓ ભારતમાત! પ્રકાશ!

૮

ઓ માત! અમે સહુ ત્હારા,
તુજ કીર્ત્તિ અમારૂં સર્વ;
રજની[૮] ભરતા[૯] જ્યમ તારા
રાખે રજનીનો ગર્વ :
દે હાંક! અને ખૂણેખૂણેથી ધસશું હારોહાર!—
ઓ ભારતમાત! પુકાર!

—ખબરદાર.

---

૭ દેવને દ્વાર—સત્ય અને ધર્મની કસોટીએ, ૮ રાત્રિ ૯ ને ભરી નાંખતા.

## ૩૯ શૌર્યનાં સ્મરણ

સિંહતણાં સંતાન, તમે હો ! સિંહતણાં સંતાન !
દૂધ તમે જે ધાવ્યા તે તો હતું અમીરસપાનઃ[1]
અરે હો ! હતું શૌર્યરસપાન,
ખરે હો ! કરે મગજ મસ્તાન;
ભલા હો ! ગાજો[2] સિંહ સમાન !
કરો વીર ! જયો જયોજી !—( ધ્રુવ )

આર્યભૂમિના વીર ! તમે હો ! આર્યભૂમિના વીર !
નથી કાયરા કાયલજવતા, હતા બધા રણધીરઃ
અરે હો ! હતા સુભટ રણધીર;
નસે હો ! નથી નમાલું નીર,
હવે હો ! મૂકો કોરે શીર !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૧

ગડગડ ગાજે મેહ, ઉપર હો ! ગડગડ ગાજે મેહ;
હૃદય કેસરીનું ચીરાતાં ઉછળી પાડે દેહ,—
અરે હો ! આભ[3] ઉછાળે દેહ;
કરે હો ! કોણ જ બીજું એહ ?
ભલા હો ! એ જ ટેકની લેહ[4]
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૨

---

૧ અમૃતપાન, ૨ ગરજો, ૩ ગગનપર્યંત, ૪ તાલાવેલી–સાચો [illegible]

નયન નયનમાં ઝાળ ભરે[5] હો ! વીર બની વિકરાળ:
સિંહમૂછ પકડી શું જાશે ? એ નવ હોય શિયાળ !
અરે હો ! સિંહ ન હોય શિયાળ,
હરે હો ! પ્રાણુ બની રિપુકાળ:[6]
ભલા હો ! ભરો ગરજતા ફાળ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૩

પડે કારમી ચીસ, ઢળે હો ! ત્યાં કાયર દશવીશ;
વીર પડે તૂટી જ્યાં ત્યાં તો રહે કિયે ધડ શીશ ?
અરે હો ! ઉડે હજારો શીશ,
ઠરે હો ! રણુ ના કો હરગીસ,[7]
ભલા હો ! સાક્ષ કરે જગદીશ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૪

ઘેટાં દશ લાખ, ભલે હો ! જો ઘેટાં દશ લાખ !
વાઘ એક વકર્યો પડશે ત્યાં કોણુ બચી દે શાખ[8] ?
અરે હો ! બચે ન દેવા શાખ,
મરે હો ! રોળાતાં થઇ ખાખ:
ધરો હો ! વીરતણો અભિલાખ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૫

હું જ કેસરી એક, વને હો ! હું જ કેસરી એક:
એ અભિમાન અનેરૂં, વીરા ! સંકટ હણે અનેક,—

---

૫ અગ્નિ ભભૂક, ૬ દુશ્મનના પ્રાણના કાળ બની, ૭ હરગીજ—નહીં, ૮ અસંખ્ય સંહારની સાક્ષી પૂરે.

અરે હો ! અરિને હણે અનેક,
મરે હો ! કે મારે એકેક[૯] !
ભલા હો ! રાખો ભારત ટેક !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૬

કરો જાન કુરબાન, બંધુ હો ! કરો જાન કુરબાન !
સ્વદેશનું કલ્યાણ પ્રથમ કે મૃત[૧૦] કાયાનું ભાન ?
અરે હો ! ના કાયાનું ભાન,
ધરે હો ! જે ઉરમાં અભિમાન,
ભલા હો ! એ જ શૂરનું તાન !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૭

જય શૂરા સામંત, ધસો હો ! જય શૂરા સામંત !
હિમતે મરદાં મદદ ખુદા દેઃ ચિંતા ન ધરો ચંત[૧૧] !
અરે હો ! ચિંતા શાની ચંત ?
ખરે હો ! [૧૨]તિમિરતણો છે અંત,
ધસો હો ! ગાતા ફાગ વસંત !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૮

—ખબરદાર.

---

૯ એકેક એકને, ૧૦ ક્ષણભંગુર, ૧૧ ચિત્તમાં, ૧૨ અંધકાર.

## ૪૦. અમ્હે તો ભરત ભૂમિના બાળ

અમ્હે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવલ એ પર વ્હાલ
નિરંતર કેવલ એ પર વ્હાલ.

સ્વર્ગ સમી પરભૂમિ[1] સુન્દર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે પળભર નહીં ચમકાર.
અમ્હે તો૦

રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ;
હેયાંગેલ[2] સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન.
અમ્હે તો૦

અવર ભૂમિની ભૂરકીમાં નહિ ભરત અમે ભૂલનાર;
પરમાતાના લાડ લૂખેરાં તે શું દુઃખ દળનાર.
અમ્હે તો૦

અનેર[3] વ્રત કંઈ અમ્હે ઉજવીશું ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમ્હે તો૦

—વસંતવિનોદી.

---

૧ પારકી ભૂમિ, ૨ ગેલભર્યા—હૃદયસ્પર્શી, ૩ અનેરાં.

## ૪૧. સ્વદેશની દાઝ

છે શું કોઇ માનવી જીવનો અચેત[1] એવો,
જેને નથી જાગીઆ કદીએ મનમાં ભાવો—
જેણે કદી અંતરે એહવું કહ્યું નથી કે
આ મારી ખુદ—મારી આ માતૃભૂમિ છે ?
ભમી ભમી પરભોમ કિનારે પ્રવાસી જ્યારે
નિજ પગલાં નિજ ભોમ ભણી તે વળતી વાળે
જરા કદી એ ઘેર જતાં એ અમુલખ અવસર
છે શું કોઇ એહવો દાઝયું[2] નવ જેનું અંતર ?
જો એવો કો હોય, જાવ ને નિરખો ત્હેને
કદીય એવા કાજ બિરદ[3] કવિનાં નહિં ગાજે,
હો મોટા ઇલકાબ, નામ હો મહાન એનું
પરિપૂરણ કામના, ભલે હો અઢળક નાણું.
એ ઇલકાબો છતાં, છતાં સત્તાને પૈસો
એ પામર નીચ જન્તુ જગત્ બધું [4]નિજમાં જોતો.
આ જીવતર માંહી તો સુકીર્તિ સઘળી ખોશે
પડી મૃત્યુ મુખ, નામ નિશાન સમેત જ જાશે.
જે માટીનો હતો તે જ હીણી માટીમાં
વણુ કીર્તિ, વણુ શોક, ગવાયા વિના ગીતોમાં.[5]

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

૧ ચેતન રહિત, ૨ માતૃભૂમિના પ્રેમથી દાઝી દાઝ્યું, ૩ બિરદાવલી, ૪ પોતામાં સમાઈ ગયેલ, ૫ કવિતાઓમાં.

## ૨. સ્વદેશ પ્રીતિ

---

કપરૂં પણ પાળોરે, સ્વદેશ પ્રીતિ પાળો રે
જે કોઈ એવા ઉગ્ર પ્રતાપી, કરે સંકલ્પ સુત્રારે,
દિન ભરમાં[1] મુજ ભરતનું કરવું કલ્યાણ આટલું મારે—
કપરૂં૦
જે કોઇ ટેકી નેકી એવા સુતા પહેલાં વિચારે;
આજ શું કીધું દેશસેવાનું કાર્ય અલૌકિક ભારે—કપરૂં૦
આપ મદદ વિણ કાંઇ ન સરશે, વિના સ્વબળ નહિ ફળશે;
એક મરણીઓ સોને ભારે, કાયર ક્રોડ રઝળશે—કપરૂં૦
ધર્મ અર્થ મોક્ષ કામ માટે પ્રથમ સુખાશ્રમ જોઇએ;
આધિ વ્યાધિ ઉપાધિ નિવારણ શાંત સમાધિએ [2]સોહીએ—
કપરૂં૦
મારી ભૂમિ મારી ભૂમિ—એમ અહંપદ[3] વચનો
વદી વદી કૃતિ આચરતા શત[4] જો, શો[5] પરતંત્ર ભરત તો ?
કપરૂં૦
ભીમાર્જુન, પૃથુ, કૃષ્ણ, રામની ભૂમિ ભરત શું વંધ્યા[6] ?
નહિ નહિ, હરિ ઘાયલ પણ સિંહણ કેસરીજનની[7] અવંદ્યા.
કપરૂં૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

૧ આખા દિવસમાં, ૨ જોઈએ, ૩ અહંભાવ ભર્યાં, ૪ સો માણસ, ૫ શાનો હોય, ૬ વાંઝણી, ૭ શૂરવીરોની, ૮ વંદન વિનાની—ભક્તિ વિનાની.

# ૪૩. "ભારતનાં યશોગાન"

ગાઓ તે ભારતનાં યશ ગાન:
ધર્મ, સત્ય ને પ્રેમ પુણ્યભર, દિવ્ય ધરા રસ ખાણ;
એક ને અભેદ્ય એ રસ ખાણ:
ધન્ય, ધન્ય ભારતનાં સંતાન!
—ગાઓ.

પવિત્રતા, સૌન્દર્ય, જ્ઞાનનો, અવિચળ જે ઉદ્યાન;
ઈન્દ્રનો અવિચળ જે ઉદ્યાન:
રૂચ્યાં તેનાં વીણવાં ફુલ-પાન!
—ગાઓ.

વીર, કવિ, કોવિદ, ઋષિ, મુનિ જ્યાં, સંત, મહંત મહાન;
અમર જ્યાં સંત, મહંત મહાન:
સતત જ્યાં દયા, ક્ષમાનાં દાન!
—ગાઓ.

રક્ષિત રત્નાકર,[૧] ગિરિવરથી, અવર ન એહ સમાન;
દેશ કો અવર ન એહ સમાન:
મનોહર કુદરતનાં જ્યાં સ્થાન!
—ગાઓ.

૧ સમુદ્ર.

રત્ન રમ્યાં જે જનનીઅંકે, રામ, કૃષ્ણ, હનુમાન;
પૂજ્ય જે રામ, કૃષ્ણ, હનુમાનઃ
બુદ્ધ, શંકરનાં ગરવાં ગાન!
—ગાઓ.

રત્ન સમી રજ[2] અંગ લગાવે, ભૂતનાથ ભગવાન;[3]
ઑલિયા ભૂતનાથ ભગવાનઃ
અમારા આળોટે ત્યાં પ્રાણ!
—ગાઓ.

લક્ષ્મણ, અર્જુન, ભીષ્મપિતામહ, બ્રહ્મચારી બળવાન;
પિતામહ બ્રહ્મચારી બળવાનઃ
ભોમ-પરભોમે જેનાં માન!
—ગાઓ.

બ્રહ્મ તેજ ભર એજ ભૂમિ પર, તન, મન, ધન કુરબાન;
અમારાં તન, મન, ધન કુરબાનઃ
જનનીનાં જય-હિતમાં મસ્તાન!
—ગાઓ.

—કેશવ હ. શેઠ.

---

૨ ભભૂતિ, ૩ શંકર ભોળાનાથ.

## ૪૪. "જગાવો ભારતને કીરતાર!"

---

જગાવો ભારતને કીરતાર!
રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર,
મુગ્ધ બને જેના શાસનને જોઇ, વિશ્વ-સંસાર:
—જગાવો.

દે બળપ્રેરક બળિભદ્રવીર,[1] થવા સ્વદેશોદ્ધાર;
ક્ષુધા, તૃષા ઉર તાપ ટળે ને પીગળે જીવનભાર:
—જગાવો.

ધનિક જાગે, કોવિદ જાગે જાગે ખેતીકાર;
જાગે જનની, બાલ, બાલિકા: સજે સ્નેહ, કલ્યાણ:
—જગાવો.

ભારતખંડના ભ્રમિત ભેદો ભેદી, સરજનહાર!
સમસ્ત હિન્દી કરે ઐક્યથી સ્વરાજ પદસંચાર:
પ્રભો! અમ સ્તુતિનો આ સાર.
—જગાવો.

—કેશવ હ. શેઠ.

---

1 કૃષ્ણ.

## ૪૫. જય જય મા મ્હારી

---

સ્વર્ગગંગા સેંથો મા ત્હારો,
માનસસર શિરમણિ રૂપાળો,
ભાલ–ત્રિવલ્લિ વિમલ હિમ–હારો,
જય જય મા મ્હારી!

ઝુલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટી સ્થાને,
કાવેરી તોડા હોણે,
જય જય મા મ્હારી!

રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારિકા કાશી ઝગકે,
મા તારી વાળીની ઠળકે,
જય જય મા મ્હારી!

સમશલ્લ પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રી કટી પર,
જય જય મા મ્હારી!

રામ સૌમ્ય તુજ દગ પલટારો,
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરૂ ગોવિન્દ પ્રકોપ ફુફાડો,
જય જય મા મ્હારી!

ભક્તિ—ગાન—ધ્વનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિશે લે તાળી,
અગણિત માની સન્ત—પ્રણાલી,
જય જય મા મ્હારી !

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન—સમાધિ—પ્રકાશજ ઢોળે,
વ્યાસ પતંજલી શંકર બોલે,
જય જય મા મ્હારી !

શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ રાજ રતનની ખાણી,
અશોક અકબર વિજયા રાણી,
જય જય મા મ્હારી !

—બળવંતરાય ક. ઠાકોર.

## ૪૬. મહજનપૂજન

---

આવો અમારા [illegible]માં પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે. આવો.

જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા[1] એકલો પૂજાય છે. આવો.

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે. આવો.

જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે. આવો.

જેને હજારો દુઃખ દેશની, અર્થ પુષ્પ સમાન તે,
એ પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં મ્હેંકાય છે. આવો.

તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં હિંદના દાદાતણું છે આદર્યું પૂજન અમે. આવો.

કુંકુમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબજનના હૃદયને અભરે[2] ભરો અમીધારથી. આવો.

—મગનભાઇ પટેલ.

---

૧ અભયવર દેનાર, ૨ ટોચોટોચ.

## ૪૭. એ જોગીરાજ.—

( ૧ )

જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને,
ખુલ્લા નિજ ભારતને ચોક: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

કરણે સૂણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મ બોલ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપતા ત્રિખંડ રવિ તોલ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

નિરખ્યા એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ—નૂર[1]: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

૧ વિજળીનો ચમકાર,

( ૨ )

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શો વિશુદ્ધ દયા—રે'મ : અલબેલડી.
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જાણ્યા મન માન્યા તપસિદ્ધ જોગીરાજને,
જીવને જેને કૃષ્ણ—પ્રેમ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનકશા સંન્યાસ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જીવને જડેલ સખી ! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

મર્ત્યપુરીના[૨] અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર હીર : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

૨ પૃથ્વી,

( ૩ )

દેહે મહેશ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

ધેનુશા[3] ધર્મી—નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણુ પીધ દૂધ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

શાને પૂજીશું સખી! જન્મ જોગીરાજને,
ઢોળ્યાં કુંકુમ કનક થાળ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

શાને વધાવશું એ વિશ્વ જોગીરાજને,
ગૂંથી નભ તારકની માળ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જોગી કયમ રીઝે નર્યાં ભૂષણુના સાજને?
જોગીને જોઇએ જીવન-ભોગ: અલબેલડી!
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જોયા બ્રહ્માન્ડ ઘૂમી એક જોગીરાજને,
ખુલ્લા મનુ મન્દિરને ચોક: અલબેલડી!
મુક્તિને પન્થ મળ્યા ધન્ય ગાંધીરાજ એ,
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

૩ ગાય.

## ૪૮. ગાંધીનું ગુજરાત

---

ગાંધીનું ગુજરાત, ગણાયે,
ગાંધીનું ગુજરાત !
ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રકટે જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાત.
ગાંધીનું ગુજરાત.

સાબરમતીના સુન્દર તટપર પ્રકટ્યું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી સુર સુણી સહુ જાત;
કરે મીઠી ઐક્યની વાત.
ગાંધીનું ગુજરાત.

દેશ ભક્તિ ને રાજ્ય ભક્તિની સાચે સાચી વાત,
નિર્ભયતા ને સત્ય વચનની દિક્ષા દઇ ર્‌હે તાત;
બનાવ્યું નવું ગુજરાત,
ગાંધીનું ગુજરાત.

—ગોકુળદાસ રાયચુરા.

---

## ૪૯. એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો ?
જહેણે સહુને જગાડ્યાં ?
એ કોણ છે જે છૂટ્યો ?
જહેણે સહુને છોડાવ્યાં ?
જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો ?
જહેણે સહુને જીવાડયાં ?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો ?
જહેણે સહુને નમાડયાં ?
જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે;
એ કોણ છે જે એવો ?
જહેણે સહુને જીતાડયાં ?
એ કોણ છે જે જાગ્યો ?
જહેણે સહુને જગાડયાં ?

—ગોકુળદાસ રાયચુરા

## ૫૦. મનમોહન બલિહાર ગાંધીજી !

મનમોહન બલિહાર ગાંધીજી !
સુર સૈન્ય[1] સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે[2] ગાંધી !
રાજ બને વિણુ તાજે ગાંધી !
દિલ દિલ સર્વ નવાજે ગાંધી !

જગત માત્રનું નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારતબંસી સૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સંચાલક ગાંધી !
હિંદ જનોના તારક[3] ગાંધી !
જગત સર્વ ઉદ્ધારક ગાંધી !

---

૧ દેવગણ, ૨ વેણુ વાય-મધુરી મોરલી બજાવે,
૩ તારનાર,

ખાદી પ્રભુતા તોલ* ગાંધીજી !
આભૂષણ અણમોલ ગાંધીજી !
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી !

જ્ઞાન માર્ગમાં બ્રાહ્મણ ગાંધી !
રણ શુરવીર રણાંગણ ગાંધી !
વૈશ્ય કુળનું ભૂષણ ગાંધી !
શોભાવે સેવકગણ ગાંધી !

સાધુ જીવન સુલ્હાણ ગાંધીજી !
સત્ય વચનની ખાણ ગાંધીજી !
રાષ્ટ્ર પ્રકાશે ભાણ ગાંધીજી !
ભારત જીવન પ્રાણ ગાંધીજી !
મનમોહન બલિહાર ગાંધીજી !

—ગોકુળદાસ રાયચુરા.

---

* તુલ્ય.

## ૫૨. સાભ્રમતી

મહદ્ ગુજરાતની ગંગા નદિ તું સાભ્રમતી !
પતિતપાવની ગંગા નદિ તું પૂણ્યવતી !—મહદ્.

ભારતનો ભાણુ[1] ઉગ્યો કાંઠે ત્હારે ભાગ્યવતી !
પ્રજાની પ્રેરણાની મહા નદિ તું સાભ્રમતી !—મહદ્.

રાષ્ટ્ર ચેતનાની બંસી સૂરે સૂરવતી !
જગાડે ભારતીય સમાજને તું સાભ્રમતી !—મહદ્.

ફકીર ઉલ્મા ને સાધુ સર્વ જોગી જતી !
સહુ તુજ પાન કરે પૂણ્યભાવે સાભ્રમતી !—મહદ્.

મથુરાં મક્કાના યાત્રી સહુ માનવતી !
ભવિષ્યે આવશે જરૂર જ્યાં તું સાભ્રમતી !—મહદ્.

નવો ઇતિહાસ ગાજે આરે ત્હારે આશાવતી !
પ્રભુ પયગામ આપે જગતને તું સાભ્રમતી !—મહદ્.

ખંડે ખંડ પ્રજા સર્વ નમે ભાવવતી !
પૂકારે સર્વ શબ્દ એક ધન્ય સાભ્રમતી !—મહદ્.

—ગોકુળદાસ રાયચુરા.

---

૧ મહાત્મા ગાંધીજી અને ઉદયભાણુ.

## ૫૨. ધન્ય ભૂમિ

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઇ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ[1] સાભ્રમતી જલતીર વસે—ધન્ય ભૂમિ.

રસકસ ત્હારો ફરી બતાવા દેવલોક અહિં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારતદેશ જગાવ્યો છે—ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરીએ પ્રભા અનેરી દીલ જ્યોત જગાવે છે—ધન્ય ભૂમિ.

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્યભાગ્ય સારાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાનાંજન—ધન્ય ભૂમિ

મોહન ત્હારૂં નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે,
સેવાના હો સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે—ધન્ય ભૂમિ.

કાશી કે મથુરાંથી આજે રાજનગર[2] કંઇ ઓર દિસે,
સાભ્રમતો જલ લોટી લોટી[3] ગંગા યમુના આવી વસે—ધન્ય ભૂમિ.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજાવર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર—ધન્ય ભૂમિ.

—ગોકુળદાસ રાયચુરા.

---

૧ મહાત્મા ગાંધીજી, ૨ અમદાવાદ, ૩ ની એક લોટીમાં.

## ૫૩. ગુર્જરી વિજય

જાગિયે દેશજન ! ઝીલિયે નવજીવન
ચેતિયે ચતુરમન ! બ્રહ્મ ગાજે.
એક પ્રભુને શરણ અભયને પરિશીલન[1]
સત્યને આચરણ શાંતિ રાજે.
જ્ઞાન સેવન સતત યજ્ઞ, તપ, દાન, વ્રત,
સર્વ કાળે સુખદ એજ આજે.
પ્રભુ મતિ જગગતિ વીર ભારત કૃતિ
ગુર્જરી સંસ્કૃતિ વિજય ગાજે.
ગુર્જર સુરાષ્ટ્ર જય ! અમર ચેતન હૃદય !
સિદ્ધ સ્થિતિ સ્થલસમય યોગ રાચે !
જન્મગ્રામ ગર્વબલ બન્ધુભાવે સફલ
લલિત પ્રગતિ સરલ વિશ્વ નાચે.

—લલિત.

---

૧ અભ્યાસ.

# ૫૪. પંજાબ અને પરદેશી

---

૧

આંખ ઉઘાડો, ઉંઘ ઉડાડો, નિજ ભણી જો નિરખો વ્હાલા,
તન પર પરદેશી પહેર્યાં તે ભાંડુ તણા શબની માળા;
પરદેશી પહેરી માતાના પુત્ર થઇ કર્યાં પ્રાણુ ચૂસો,
નમીએ માને વદતા માની છાતી પરે કેમ પગ મૂકો.
—આંખ.

૨

પરદેશી પહેરી પહેરીને દુષ્ટ દુઃશાસન સંગ મળી,
નિજ માત ચીર હરવા કરતાં ઝટ માટીમાં જાઓ મળી;
જે પરદેશી પશુ સત્તાએ નૂર હર્યું ઇસ્લામ તણું,
અત્યાચાર કરી અનહદ અપમાન કર્યું પંજાબ તણું.
—આંખ.

૩

જેને માતા ને બ્હેનોની ભર વસ્તીમાં લાજ લૂંટી,
પ્રાણુ હર્યા નિષ્પાપ પ્રજાના જ્યાં સુધી બંદુક ફૂટી;
પેટે ચલાવી નાક ઘસાવી જેને દેશ સ્વમાન હર્યું,
જે વર્ણવતાં જીવ્હા લાજે એવું એવું પાપ કર્યું.
—આંખ.

૪

વિણુ અપરાધે દીન જનોની કોમળ પીઠ ઉઘાડી કરી,
નિર્દય હાથે ચાબૂક ચાંપ્યા પથ્થર ઉર પણુ જાય ગળી;

ભર ઉન્હાળે નવયુવકના ખુલ્લા મસ્તક પાય મૂકી,
સોળ સોળ માઇલની મજલ કરાવી એ તે કયમ જવાય ચૂકી.
—આંખ.

૫

ધર્મ ભૂમિની વૃદ્ધ માતા પર જે ખરવર થૂંકયા ભૂંકયા,
તેવાને પણ ઓથ દઈને સતી ભારતને શિર મૂકયા;
જેણે જાહેર હિન્દુ મુસલમિન કેરી ઐકય ફજેતી કરી,
ભાંડુ ભાંડુમાં ભેદ પડાવા ભૂલવણીથી ભૂમિ ભરી.
—આંખ.

૬

મીઠું મીઠું કહી હિન્દજનોના બત્રીસા દીધા રણને,
અંતે બેડી બમણી લાધી ટુકડો નાંખી આપણને;
એનાં કપડાં પહેરી હજુ કયાં એ સત્તાને દૂધ ધરો,
તોડો એ પરતંત્ર દશાને નહિતર જીવવું ઝેર કરો.
—આંખ.

૭

કેમ ગળે ઉતરે છે હજુયે ઝેરી ગુલામીની ગોળી,
પય બદલે આપણને માગે કયાં પાયું ન વિષ ઘોળી;
પરદેશી કાપડના કેફે આપણને રાખી સુતા,
પેટ ભરીને લોહી પીધું ને ઉપરથી મારી જુતા.
—આંખ.

૮

નાડ વિષે ધબકાર હજુ છે નવચેતન થઈને જાગો,
ભાગ્યબળે એક જોગી જડયો છે ઝાંખી કરી જડતા ત્યાગો.
—આંખ.

—[illegible]

## ૫૫. પંજાબના અત્યાચારો

પંજાબના ઇતિહાસને દઇ કાન સુણજો હે વીરા,
એ દુઃખથી છાતી ચીરાશે ફાટશે વ્હાલી ધરા. પંજાબ.

ફાટી જશે પથ્થર અને વળી વૃક્ષ તુટશે મૂળથી,
રોશે જગતના માનવી પંજાબના દુઃખ સૂખથી. પંજાબ.

પંજાબના પ્રેમી પનોતા પૂત કેસરી રંગમાં,
બ્રીટીશની જીત માટે જાનોને કપાવી જંગમાં. પંજાબ.

રીક્રુટને વળી લોનની વાતો દબાવી જોરથી,
લોકો દબાવ્યા બોલતા અધિકારીઓએ તોરથી. પંજાબ.

અવતાર માને લોક જેને હિંદીઓ પૂજા કરે,
જે માટ ગરદન હિંદીઓ સૌ પ્રેમથી આગળ ધરે. પંજાબ.

જેની ભૂમિ સેવા વિશે કીર્તિ ઉડી રહી આભમાં,
તે વીર ટિળક ગાંધીને બંધી કરી પંજાબમાં. પંજાબ.

જુઠું મનાવા માટ કીધો જુલ્મ કહું શું તે વિશે,
તોડી મુછો કંઇ લોકની પિસાબ પાયો પોલીસે. પંજાબ.

ખાટ[1] પાયાની નીચે પંજા દબાવ્યા જોરમાં,
કંઇ આડને ખાટે ચઢાવ્યા જુલ્મ કીધો તોરમાં. પંજાબ.

બીજાત ટોપી સોલ્જરો નાગા થતા લજ્જા નહીં,
ચેષ્ટા[2] કરી કંઇ પાપીએ ઝાડો કર્યો કુવા મહીં. પંજાબ.

---

૧ ખાટલાના, ૨ કુચેષ્ટા.

કર્મો કર્યા કાળાં કસાઇ દ્વેષને દિલમાં ધરી,
હાથમાં ખોસ્યા ખીલા ઢીલા[3] કર્યા ઉભા કરી. પંજાબ.

ચોપડી ચૂનો મુખે સાધુ તણે શિક્ષા કરી,
ઉભા કર્યા કંઇ ધૂપમાં[4] આ જુલ્મ જોશે શ્રીહરી. પંજાબ.

કર્મો થયાં કુડાં બહુ છાજે નહિ આ કાળને,
હદપાર કાઢયા માનીતા તે કીચલુ સત્યપાલને. પંજાબ.

હરકીશન દુનીચંદ જેવા બહુ રથી ને મહારથી,
તે ચૌધરી રામ કેસરી કેદી કીધા અધિકારથી. પંજાબ.

પેટે ચલાવ્યા લોકને દંડો ચલાવ્યો ત્યાં બહુ,
કહેતાં હૃદય કંપે ઘણું જીવ્હા ગળે હું શું કહું. પંજાબ

નાકે લીસોટા ખેંચવ્યા ભૂમિપરે લોકો થકી,
અધિકારીઓના જુલ્મનો તો જવાબ લેશે એ[5] નકી. પંજાબ.

માન અરજી વિણુ સલામો લોક પાસેથી લીધી;
મારી ઉપરથી ચાબખો ને બોલીની[6] બંધી કીધી. પંજાબ.

હાથ પગ બાંધ્યા જનોના સ્થંભ કે કંઇ સાથમાં,
ડુચા દીધા કંઇ લોકને અંગાર[7] આપ્યા હાથમાં. પંજાબ.

નાગા કરીને કંઇકની ચેષ્ટા[8] કરી છે બહુ બુરી,
કહેતાં કપાએ કાળજું છાતી મહીં વાગે છુરી. પંજાબ.

---

૩ નરમ, ૪ તાપમાં, ૫ શ્રીહરિ. ૬ સભાની, ૭ ધગધગતા અંગારા, ૮ વલે

કંઇક હિંદીની ગુદામાં[૯] વાંસના ઠોક્યા ખુંટા,
આ જુલ્મના કરનાર તો જુવો ફરે છે એ છુટા. પંજાબ.
મસ્જીદના ઇમામનું અપમાન ખેંચી દાઢીને,
નિજ પુત્રનું આ દુઃખ કેવું કારમું છે માડીને. પંજાબ.
ઇમામમાંથી કંઇકને ઉભા કર્યા પેટીપરે,[૧૦]
બહુ દુર રાખી પેટી જેથી ટાંગ વચ્ચેથી ચીરે. પંજાબ.
નિઃશસ્ત્રને નિર્દોષપર ગોળી ચલાવી ડાયરે.
કતલ કર્યા હિન્દી હજારો હાય ભારત હાયરે. પંજાબ.
જલીઆનવાળા બાગ આજે કાશી ને મક્કા થયું,
તે જુલ્મીઓના જુલ્મથી અંગ્રેજનું પાણી ગયું. પંજાબ.
જે માતના પુત્રે કરી સંકટ સમે સેવા ખરી,
તે હિન્દમાના જીગરમાં ખોસી અરે જુલ્મી છુરી. પંજાબ.
કહેતા હતા જુલ્મી ઘણા રાજ્યો મુગલ પેશ્વાતણા,
પંજાબના ઇતિહાસમાં શું જુલ્મની રાખી મણા. પંજાબ.

—વામન મુકાદમ.

---

૯ મળસ્થાન, ૧૦ બે પેટી પર.

## ૫૬. રૂડો મારો રેંટીયો

રૂડો મારો રેંટીયો, એતો રણુજણુ રણુજણુ થાય. રૂડો મારો.

એતો બત્રીશ લક્ષણો, એના ગુણ ગુરૂજન ગાય;
જગત હસ્ત કલાતણાં, રે જ્યાં દશ્ય અનેરાં થાય. રૂડો મારો.

પ્રથમ પ્રભૂ જગદીશ છે, બીજો પ્રભૂ ખેડુત;
ત્રીજો મારો રેંટીયોરે, જેને હાથ જગત સુત.[૧] રૂડો મારો.

એને સુતર તાંતણે, બાંધ્યા રવી ને સોમ;[૨]
એ વિભૂના વાદ્ય મારે, ઉંડે નિત્ય અનાહત ઓમ. રૂડો મારો.

ઈશની કારીગીરીનું, એ પ્રથમ એંધાણ;
એ જીવન ધનવંતરીરે,[૪] એને હાથ હજારોના પ્રાણ. રૂડો મારો.

—હંસ.

૧ સૂતર, ૨ સૂર્ય-ચન્દ્ર, ૩, આવા બજાવાનું વાજીંત્ર,
૪ દેવલોકનો વેદ.

## ૫૭ રૂડો રંગીલો રેંટીયો

રૂડો રંગીલો મારો રેંટીયોરે બેન,
જાણે નાનીશી નાજુક મીલ જો;
ગાતી પ્રભુજીના પારણારે બેન,
કાંતુ પરોવી દીલ જો. રૂડો રંગીલો.

ભાઇરે સુતારીએ[1] ઘડી દીધોરે બેન,
એનો એ મોટો ઉપકાર જો;
જુવાનીને એ જાગવેરે બેન,
વૃદ્ધાવસ્થાનો આધાર જો. રૂડો રંગીલો.

કાંતું ઝીણું ને ભરૂં કોકડારે બેન,
થાય સફળ નવરાશ જો;
દેવે દીધોરે દી કાઢણોરે[2] બેન,
આવે હૈયામાં હાસ જો. રૂડો રંગીલો.

રંકને આપે રોટલોરે બેન,
ઢાંકે ઉઘાડા અંગ જો;
શ્રીમંતને પરમાર્થ શીખવેરે બેન,
વળી વધારે ઉમંગ જો. રૂડો રંગીલો.

આંખને એ અતિ કેળવેરે બેન,
હાથ બને હોંશિયાર જો;

---

૧ સુતારે, ૨ દિવસ ખૂટાડનાર.

વિધવાને એ ધન વીરડોરે[3] બેન,
સધવાને સ્વર્ગ નીસાર[4] જો. રૂડો રંગીલો.

બુદ્ધને બહુ ઝીણી ફરેરે બેન,
શમ દમ શીખવનાર જો;
એવો મધુર સૂર ઉચ્ચરેરે બેન,
જાણે જગપતિનો જણુકાર[5] જો. રૂડો રંગીલો.

દેશ તણોરે એ દીવડોરે બેન,
ઘર તણો શણગાર જો;
સતયુગનું સંભારણુંરે બેન,
પુણ્ય પુરાણું હથીઆર જો. રૂડો રંગીલો.

જેની દીવેટ દેવ દીવડેરે બેન,
એના કરી પટકુળ[6] જો;
પ્હેલાં પ્હેરાવું મારા દેવનેરે બેન,
વરસાવે આશીષ ફુલજો. રૂડો રંગીલો.

ઇશ્વર અમારા રેંટીયારે બેન,
મંડાવજો ઘેરે ઘેર જો;
મોહન[7] મનથી નહિ મુકેરે બેન,
નાગા ઉઘાડાની મ્હેર[8] જો. રૂડો રંગીલો.

—હંસ

---

૩ નદી કિનારે રેતમાં ખોદેલું પાણીનું ખાબોચીઉં, ૪ નિસરણી; ૫ પ્રભુનું સુરીલું તાન, ૬ વાઘા, ૭ કષ્ણ અને મોહનદાસ ગાંધી, ૮ દયા.

## ૫૮. રેંટીયો

---

ભજન:

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરેઃ
વહાલો મારો રેંટીયો હોજી.
જેના ગુંજનમાં રામ કેરાં નામ :
જીવન કેરી શક્તિરે, જન્મભૂમિની ભક્તિરે;
એતો એકજ રેંટીયો હોજી.

શ્રદ્ધા ને એકાગ્રતા, સંયમશક્તિ વિશેષ;
ધૈર્ય, ચિવટને શાન્તિના, આપે જે ગુણ એશ.
જડને ચેતન કરતોરે :
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

પરદેશી પરતંત્રતા, તોડે પળની માંહ્ય;
દે આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.
નિર્ધનીઆંનો બેલીરે :
એતો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સુતર કેરે તાંતણે, સહજે મળે સ્વરાજ;
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.
રૂપાળો રઢીયાળોરે;
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સુદર્શન ચક્કર સમું, સર્વ શક્તિનું પુર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સુરજનું નૂર.
એવો પ્રૌઢ પ્રતાપીરેઃ
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સ્ત્રીજન કેરા શિયળની, રક્ષાનો કરનાર;
યોદ્ધાને અવકાશમાં, છે શાન્ત દેનાર.
એવો અમાપ ગુણિયલરેઃ
એતો એકજ રેંટીયો હોજી.

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટીયો હોજી.

—સીતારામ શર્મા.

---

## ૫૯. ચક્ર સુદર્શન

ચાક ચઢાવો ચક્ર સુદર્શન.
ભુખ્યાંનું ભોજન,
ગરીબોનું જીવન.—ચાક.

બ્રહ્મા શંકર વિષ્ણુનું, તેમાં છે સ્થાપન,
ખાદીની ઉત્પત્તિને, દુશ્મન નિષૂદન,[1]
પ્રજાનું પોષણ,
વસુધાનું રક્ષણ.—ચાક.

મુક્તિ થાશે દેશની, સ્વરાજ્યનું દર્શન,
નર-નારી હેતે મળી, કરો ચક્ર પૂજન,
ગુલામી છેદન,
સ્વતંત્રતા સાધન.—ચાક.

—પ્રતાપ.

1 દુશ્મનનો નાશ કરનાર.

## ૬૦. આરતી

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ;
ગુણ તારા નિત્ય ગાઇ, નમીએ ચરણ ચૂમિ.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ[1] સ્વરૂપ, નંદનવન રાજે—મા નંદન૰
ભાલ પ્રદેશે તારા, શીખ પ્રજા છાજે.
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉર ક્ષેત્રે[2]—મા ઉભરે૰
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ

તુજ કેશાવલિ રૂપ, હીમગિરિ શોભે—મા હીમગિરિ૰
વિશ્વે અતિ વખણાઇ, જગનાં મન લોભે.
જય જય માતૃભૂમિ.

બંગ અને ગુજરાત, બેલડીએ તપતાં—મા બેલડીએ૰
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ખપતાં.
જય જય માતૃભૂમિ.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, સત્વ રૂપ તારાં—મા સત્વ૰
ઉદ્યોગે, વ્યાપારે, સૌન્દર્યે સારાં.
જય જય માતૃભૂમિ.

---

૧ તાજ, ૨ રાજપૂતાના.

મહારાષ્ટ્ર, મદ્રાસ, દ્વંદ્વ[3] ઉદય ગામી[4]—મા દ્વંદ્વ૦
સબળ, શ્રેષ્ઠ બુદ્ધિયુત, સ્થંભ જોડ જામી.
જય જય માતૃભૂમિ.

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના—મા ગંગા૦
કટી[5] આભૂષણ જેવા, આબુ, વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ.

અમાપ અર્ણવ નીર,[6] તુજ ચરણો ધોતા—મા તુજ૦
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજો સ્હોતા.
જય જય માતૃભૂમિ.

સુજલાં સુફલાં માત ! સુધર્મની ધાત્રી[7]—મા સુધર્મ૦
હજીએ તું એની એ, છે જગને ખાત્રી.
જય જય માતૃભૂમિ.

ગ્રહી પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે—મા તુજ૦
સ્વરાજ્ય મંત્રો જપશું, સહુ શીરને સાટે.
જય જય માતૃભૂમિ.

—સીતારામ શર્મા.

---

૩ જોડ, ૪ ઉદય પંથે ગમન કરનાર, ૫ કેડના,
૬ હિન્દી મહાસાગરનાં, ૭ માતા.

# શુદ્ધિપત્ર

| પાનું | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૭ | ાવગાાલત | વિગલિત૪ |
| ૫ | ૫ | ક્રમ | કર્મ |
| ૯ | ૧ | ...લ | તવ જલ |
| ૧૦ | — | ૧૪ દેરેતી ખેલી ૧૫ | ૧૪ દેખેલી, ૧૫ રેતી |
| ૨૧ | ૧૯ | ગામીર | ગભીર |
| ૨૫ | ૧૧ | કુહહૂં | કુબહૂં |
| ૩૧ | ૧ | રોકો | ન રોકો |
| ૩૫ | ૨ | દરડક | દણ્ડક |
| ૩૭ | ૭ | થાની | માની |
| ૩૮ | ૨ | મુખકર | સુખકર |
| ૪૫ | ૧૬ | હશમ૨૦ | હશમ૧૪ |
| ૪૫ | ૧૭ | ઇરમ૨૧ | ઇરમ૨૦ |
| ૪૬ | ... | સારી જહાંમે | જુઓ પાનું ૧૧ |
| ૫૨ | ૧ | થરવી | ગરવી |
| ૫૨ | ૭ | ગુશરાત | ગુજરાત |
| ૫૨ | ૯ | પૂર્વમાં કાક્ષીમાત | પૂરવમાં કાળીમાત |
| ૫૪ | ૨ | વીણુતાં | વીણુતાં વીણુતાં |
| ૫૫ | ... | એક ઐતિહાસિક કાવ્ય | ધન્ય જ પુણ્ય મહેશ! |

| પાનું | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૬ | ૮ | સન્ત મહન્ત. | સન્ત મહન્ત. ધન્ય હો ! |
| ૫૭ | ૧ | છેહ્લે | છેડલે |
| ૫૭ | ૧૫ | ચાણાકૂ | ચાણાકયે |
| ૫૮ | ૧૭ | બાપ્પારાય | બાપ્પારાવ |
| ૫૯ | ૫ | વિસ્તરતો | વિસ્તારતો |
| ૫૯ | — | રાશનગર | રાજનગર |
| ૬૦ | ૬ | બાધે | બાથે |
| ૬૦ | ૧૦ | લુમવું | ઘુમતું |
| ૬૧ | ૧૧ | આવશે | આશે |
| ૬૧ | ૬૧ | ધસતા | ધસવા |
| ૬૨ | ૬ | ઉછાળ | ઉછાળા |
| ૬૨ | ૧૪ | ડસે જેમ | ડસે નિજ જેમ |
| ૬૩ | ૧૧ | થતું | થતું |
| ૬૫ | ૫ | સાંચે | સાચે |
| ૬૬ | ૧૨ | સામાં કાંક વિશે ૪ ૩ | સૌમાં કાંક વિશેષજ |
| ૬૯ | ૨ | ર્ચસ્ત્રી | વર્ચસ્ત્રી |
| ૬૯ | ૩ | ભૂમિ | ભરતભૂમિ |
| ૭૧ | ૬ ઠ્ઠી | ધાતી | છાતી |
| ૭૨ | ૪ | પંથ | પથ |
| ૭૨ | ૫ | સર્વસ્વ | સર્વસ્વ |
| ૭૪ | ૨ | ઉપાખંડધર | ઉપાખંડધર |
| ૭૬ | ૪ | હેશથી | હિશથી |
| ૭૭ | ૮ | સ્વત્વ | સ્વત્વ,૧ |

| પાનું | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૩ | ... | જય કીત્તન | જય કીર્ત્તન |
| ૮૩ | ૪ | હિમદ્રિ | હિમાદ્રિ |
| ૮૫ | ૧૪ | ઝુમી | ઝૂઝી |
| ૮૬ | —— | કૌતુક–કુચાળ | કૌતુક–કુતૂહળ |
| ૯૧ | ૧૦ | ફૂટો | ફૂટો |
| ૯૨ | ૧૬ | ઇ | કંઇ |
| ૯૨ | ૧૭ | ગમે | ક્યમ ગમે |
| ૯૩ | ૧૭ | કંઇ કરો... | ટુંક ન જોઇએ |
| ૯૩ | છેલ્લી | માન તણું જગગાન | માત તણું જયગાન |
| ૯૪ | ૧૨ | ગર્દે | ગર્દ |
| ૯૫ | ૧૩ | પુરા | પુર |
| ૯૮ | ૮ | રણુથશે | રણુપશે |
| ૧૦૧ | ૧૧ | સીધો | સાધો |
| ૧૦૨ | ૨ | હીરા | હાર |
| ૧૦૪ | —— | દષ્ય | હૃદય |
| ૧૦૬ | ૧૨ | જાચી | જાચા |
| ૧૧૬ | ૧૬ | ખાડી | ખાડી |
| ૧૦૬ | છેલ્લી | વળી | વળી |
| ૧૦૮ | —— | –ખાંખ | –ખાંખારશે, ૩ કૃષ્ણ, |
| ૧૦૯ | ૭ | ભગ | ભર્ગ |
| ૧૧૨ | ૩ | નિત્ય૨ | નિત્ય |
| ૧૨૦ | ૧૪ | ભારત | ઓ ભારત |
| [illegible] | ૨૩ | બેટાં | હો બેટાં |

# હિન્દ સ્વરાજ્ય

## એક સત્યવીરની આત્મકથા

અને

## સર્વોદય

લેખક: મોહનદાસ કરમચંદ ગાંધી

ત્રણેના ભેળા પુસ્તકનું મૂલ્ય આઠ આના

પ્રકાશક:
રાષ્ટ્રીય સાહિત્ય મંડળ—અમદાવાદ.